બનામે ખુદા.

# મુશકીલ-

# -આસાન.



"The drama's laws, the drama's patrons give,
For we that live to please, must please to live."

DR. JOHNSON.

"નાટકનાં નીયમો નાટકને ઉત્તેજન આપનારા નેમે છે; માટે આપણે નાટક લખનારા કે જેઓ લોકોને ખુશી કરવાને વાસ્તે જીવીએ છઈએ માટે જીવવાને વાસ્તે ખુશી કરવું જોઈએ"

"ખોરી."

હજારો રૂપીઆ ઉપરની રકમ જુદા જુદાં ધરમ ખાતાઓને નસીબ કરનાર
જાણીતા જવાન નાટકનવેશ.



દોઆગો ખાકસાર ફીરોઝગર.

(શાવકશા દારબશા શરાફ.)

બનામે ખુદા.

ફીરોઝગર કૃત.

# મુશકીલ-આસાન.

ત્રણ અંકી પારસી સંસારી સોસાયટી ડ્રામા.

ગાયણો તથા સાર.

---

રચનાર તથા ગાયનો જોડનાર.

તે

“સીવીલ મેરેજ” બેરોનેટનો બેટો” “રસ્તાખીઝ” ધર્મી ધુતારો, મોટે ઘેરની મીઠુ, રીતની ભીખ, સરજત, રૂશતમ સોહરાબ ઈત્યાદી નાટકો ઉપરાંત ગેબી અવાઝ, બેલાર્ડપીઅરથી બ્રીટન; બસ તારેજ ખાતર, શેર સોદા અને શેર બજાર; શ્યાવક્ષ સુબોધ સંગ્રહ, સતોબી અષેમ વીગેરેના કર્તા.

**કીંમત રૂ. ૧)**

આવૃતી ત્રીજી

**ચેતવણી.**

# સહેજ તમો સાથે ઓળખ!

---

| સુશકેલ આસાનની કીસ્તીના સુકાનીઓ- | તેઓની હમાજોર. |
|---|---|
| સોહલીબાવા ઉર્ફે સર સોરાબજી દાદી શેઠ- | મર્હુમ દોરાબજી દાદીશેઠના એક પુરા ભાઇ, રૂશતમના બાવા અને અદીના કાકાજી મર્હુમ દોરાબજીની વીધવા અને બાળકને રખડાવી તેઓના હક ઉપર ત્રાપ મારી અંતે પોતાની પાપી જીંદગીનો અકાલ અંત લાવનાર બેવફા બુજ્રોર્ગ. |
| રૂસ્તમ | સોહલીબાવાનો એકલો રોશન ચેરાગ. ઇમાની નેકસીરત. સચ્ચાઇનો આશક |
| એદી | બદમાશ કાકાની બદમાશીનો ભોગ થઇ પડી પાછળથી પોતાની બાપીકી મીલકતનો હકદાર વારસ પુરવાર થયેલો. મર્હુમ દોરાબજી દાદીશેઠનો એકપુરો બેટો. |
| બટલુમામા- | મર્હુમ દોરાબજી દાદીશેઠ તેની નોકરીમાં પોતાની જીંદગીનો દરેક કલાકો નીમકહલાલી સાથે અર્પણ કરનાર એક ખોદા સનાશ બુજ્રોર્ગ કારભારી. |
| મટલો- | સોહલીબાવાનો નીમકહરામ કારભારી. શેઠને પઇસે પળાઇ શેઠનીજ જીંદગીનો અંત લાવનાર કાવત્રાંબાજ કરસેવજ. |
| જમસુ જાટલીમેન- | એક લક્ષાપતી કંજુસ. સોહલીબાવાનો પુરાણો મીત્ર, શીલ્લાનો બાપ. |
| અસલાજી- | કાજ કરનારી કુંપનીનો પ્રતીનીધી. પાછળથી જમસુને બનાવી આખું ઘેર ઉટલપાટલ કરનાર અક્કલનો સમુદર. |
| વીકો વકટલેન- | જમસુનો પુરાણો કલ્બ મીત્ર, ૮૫ વરસની ઉમરે પરણવા નીકળેલો બેવકુફ તાડીવાળો. |
| નરીમાન- | દવા વગરનો દાકતર શીલ્લાના હાથનો ઉમેદવાર, પાછળથી શીલ્લાનો ખાવીંદ. |
| દારાબદારૂ- | ઘરના પંથકી. |
| ઇબ્રાહીમ- | જમસુનો મુસલમાન નોકર. |

# મી૦ ફીરોજગરે અત્યાર સુધીમાં લખેલા નાટકો અને ફારસોનું લીસ્ટ.

૧ રતી મદમ.
૨ સીવીલ મેરેજ.
૩ બેરોનેટનો બેટો.
૪ રસ્તા ખીજ.
૫ મુશકીલ આસાન.
૬ મોટે ઘેરની મીઠાં (આગલો ધર્મી ધુતારો.)
૭ રીતની ભીખ.
૮ રૂશાતમ સોરાબ. *
૯ સરજત. *
૧૦ મફતની મીસીસ. *
૧૧ બનવા કાળ. *
૧૨ ચાંદ ધરણ.
૧૩ વીસ રૂપીઆનો વરઘોડો.
૧૪ ક્રીમેતોરીયમ હડખું.
૧૫ બદલુજી બાઉંડરી.
૧૬ કરોડપતિ કંજુસ.
૧૭ સાઠ સેકંડના શ્રાપ.

* ફુલકરીવાલાળા નાટકો સ્ટેજ થયા નથી.

જુની જાણીતી

# ધી રાઈઝીંગ સન બેકરીમાં

## ક્રીસ્ટમસ તથા નવાં વરસને ટાંકણે

તમારાં સગાવાહલાંઓને તથા દોસ્ત આસનાવોને ભેટ આપવા લાયક તેસ્તદાર કેક માટે તુરત વરદી નોંધાવો.

હમારી વડી બેકરી ઉપર તથા દરેક બ્રાંચો ઉપર **પ્રીઝેનતેશન કેકસ, ચીકન પાઈ, આમનડ પુડીંગ તથા પલમ પુડીંગ માટે વરદીઓ લેવાનું ધમધોકાર ચાલુ છે.**

**કોઈપણ નાના મોટા ઓરડરો થોડા કલાકની વરદીથી તઇયાર કરી આપવામાં આવશે.**

**વડી બેકરી.** ગોલપીઠા આગળ પોસ્ટ નાં૦ ૪.

**બ્રાન્ચો**
(૧) ચરનીરોડ રેલ્વે હોટલની બાજુમાં
(૨) ગોવાલીયા તળાવ ખલકદીના તેરેસની બાજુમાં ફોરજેટ સ્ટ્રીટના નાકા ઉપર.
(૩) ચીરાબજાર મ્યુનીસીપાલ મારકેટ.

**પાનાચંદ ઝવેરી—** એક લક્ષાપતી કંજુસ શેઠીયો, અદીનો શેઠ.

**સુપ્રીનટેન્ડન્ટ જારડીન—**છુપી પોલીસનો વડો સરદાર.

**મહેરબાઇમાય—** મરહુમ દોરાબજી દાદીશેઠની વીધવા—અદીની—માતા—નેક સીરત—અશો—પાકદામન.

**શીલ્લા—** જમસુ જાટલીમેનની એરીસટોકેટીક બેટી, નરીમાનની પરણેતર. ફેશનપર યાહોમ કુરબાન.

**કોલીબાઇ—** અસલાજીની માતા—પાછળથી જમસુ જાટલીમેનની પરણેતર.

**સ્થળઃ—મુંબઈ—વાંદરા—પુના.**

---

# (દીબાચો ત્રીજી આવૃતીનો.)

—:o:—

**મહેરબાન તમાશબીનો.**

આજે કાગજની પીઠ ઉપર હું મારા આ જોરાવર નાટકને માટે મારી મીસકીન કલમની ચીત્રામણ રજુ કરૂં તે પહેલાં અગીયાર વખત એકંદર મુંબઇ અને પુના મધે બમપર ઓડીયંસો આ મારી કીર્તીવંત કોશેષ જોવા પામી છે, એ તેના અદના લેખક માટેની એક માફ કરવા જોગ મગરૂરીજ કહેવાશે. મારે લંબાણ કરવાની કશીજ જરૂર નથી. હીરાની પરીક્ષા ઝવેરીજ કરી શકે છે, અને મારા તમામ કદરસનાશ મહેરબાનોએ આ નાટકને બીકટ કસોટી વચ્ચે પણ એકમતે ફતેહમંદ અખતરો દાખલ સ્વીકાર્યો છે, એજ મારે માટે સંતોષ માની લેવાનું છે. તમો જાતે જોઈ તે વીષે તમારૂં મત બાંધજો. આખો નાટક એક સ્ટડી કરવા જોગ પારસી સંસારનું દીલકશ ચીત્ર રજુ કરે છે, અને તમારા ફુરસદના મુઠ્ઠીભર કલાકોમાં અવશ્ય અગતની વસ્તુ દાખલ તમોને કામ લાગશે. છેવટે જ્ઞાન સાથે ગમ્મત આપનારી આ મારી લાડકલી સીરીઓ કોમેડીને હુંસો નાઈટ ઝલકતી કારકીર્દી ઇચ્છું છું, અને દાદાર પાકના સીજદામાં સર નમાવી વિશ્વાસ સાથ આ મારો "મુશકીલ આસાન" તમારા મોબારક હાથમાં આજે ચોપડી રૂપે રજુ કરૂં છું.

સાહેબજી—પીઠ કોઈની કોઈ વાંચી શકતું નથી. જીવતા હોઈશું તો ભવિષ્યમાં "સરજત" રૂપે તમારો ભેટો કરીશું.

યઝદાં પનાહુબાદ.

પટેલ મેનશન,
ગોવાળીયા ટેંક રોડ.
તા૰ ૨–૧૨–૨૭.

બનામે પાક ખુદા.

ફીરોઝગર કૃત.

# મુશકીલ-આસાન.



## અંક પહેલો, સીન પહેલો.



દાદી મહાલનું દીવાનખાનું, વખત સાંજના સાતનો.

[હોલને લાયક સુંદર સોફાઓ ખુરશીઓ, ટીપાઇઓ સ્ટેચ્યુઓ, કોરનર સ્ટેંડો, વાઝીઓ વગેરે જણાય છે. આરાસ્તા દીવાનખાનામાં મર્હુમ દાદાભાઈની વીધવા મહેરબાઈમાય પાક આતષની સેતાયશમાં મશગુલ છે. પાસે બેટો અદી પણ આતષના સેજદામાં સામેલ છે. ખટલુમામા બટીનું ફાનસ સાફ કરતા બેઠા છે.]

ગાયન.

ખટલુ મામા—

દાવર દુખતા તારો, પામરને ઉગારો
પુરો ભરોસો તુજપે યઝદાન અમારો.
નીતીથી નવાજી, ધરી હીતે અરજી,
પાર ઉતારી કીશતી, દેજે અમોને સહારો.

સાખી.

નીરાધાર પર રહેમ કરી દેખાડજે કીનાર,
નાવાલીનો વાલી તું, ફીરોઝગર આધાર.

[ બંદગી પુરી થતાં પાક આતષ પાસે મહેરબાઇમાય સાડીની સોડ પકડી મુરાદ માંગે છે. ]

**મહેરબાઇ**—ઓ અષો અહુરના પુત્ર આતષ પાક,
અર્જ એક મારી કબુલ આજ તું રાખ.
રોશન રાખજે મુજનો ચેરાગ જાવેદાંન,
આરાધું તુને કરજે મુશકીલ આશાન.

[ નાસીપાસ બચ્ચાંના માથા ઉપર હાથ ફેરવતાં મનસે ]

કીસમત ! દગાખોર કીસમત, આ અવતારે એક નીર્દોષને પારકાંની દયા પર વખાતાં નાખવાને તને શું કારણ મળ્યું હોશે ! મારા ભોલા અને ભલા ખાવીંદને તેની આએ કમનસીબ પરણેતર અને એક ગુલગુલાબ બચ્ચાંની સોડમાંથી સદાનો દુર કરવાને તું ફાવી ગયુંછ, તો પછી અમો મા દીકરાંને તું એવા સંતાપ વચ્ચે જીવાડી શું કાંડાની ન્યાત જમાડવા માંગેછ ! ઓહ એક વખતની દાદી માહાલની કમનસીબ શેઠાણી, આજે તારૂં આવી બન્યુંછ ! તારી કદરનો કરનાર ખુદા સીવાય હવે કોઇજ બીજો રહયો નથી.

**અદી**—માયજી મારાં મમા ના રડો. આપરાં કરતાં ખુદાયજીને આપરી કાલજી વધુ છે. મારનારને તારનાર તો તે માહાનામી બાપ છે. ધીરાં પડો, હું મોટો થઇને પપાજીની માફકજ તમોને સુખમાં રાખશ.

**મહેરબાઇ**—ઓ મરૂં રે ! [ઓવરણા લેછે]

**બટલુમામા**—સબુરી રાખ મારી મા, એ હમણા જેટલું સોષવું પડે તેટલું પાછળી જીંદગીમાં સુખ મળશે. આ બુરી જગમાં કોઈ કાયમનો પટો લખાવી લાવેલું નથી, અને કોઈ અહીંથી ગાંસડો બાંધીને લઈ જવાનું નથી. તારી બંદગી ખોદાયતાઅલા જરૂરજ આમીન કરશે. દીકરા અદીને દોઆ માંગ, એજ તારો ચમકતો ચેરાગ તારો દીવસ ફેરવશે.
મને ભરોસો છે, આજે પઈસા હોય તો કુલે પુંજાઇએ.
હાય કલજુગ, તુને તે કહાં રડું.

## ગાયન.

**ખટલુ મામા**—

બધી એ કલજુગની મોહકાણ.
આજ જુઠ્ઠાઓને માન.
જહાં સંપ ચમકતો સંસાર,
તાંહ કજીયા કંકાસ ઘરબાર.—

આજતો પઇસા હોય તો માનચાન,
પઇસાથી ઢંકાય એબ ખાનદાન,
દુનીયામાં મોટો તે ઇનસાન,
લોકોનું તેની પર રહે ધ્યાન.—જુઠ્ઠાઓ.

સમજો કોઈ જો મુફલેસ દેખાય,
ફચકઈની થોકરો તે ખાય,
ભલે તે કેળવાયલો ગણાય,
પઇસા વીન કીંમત નહી અંકાય.—જુઠ્ઠાઓ.

કાળાં કોઇ કર્મો જો કરે,
હોય પઇસા, પુજાતો ફરે,
આડો તેને નહી કોઇ નડે,
સઉ કોઇ તેના પગ પર પરે.—જુઠ્ઠાઓ.

**મહેરબાઇ**—ખરૂં છે મામાજી, આએ મહેલ વજીફો ગાડી ઘોડા, વાડી બંગલા અયશ આરામ બધું મુઠ્ઠી ભર ઘડીનુંજ છે. ઉમીદ તો ઘણીબી ઉતી કે મારા દીકરાને પરણાવશ, ને ધામધુમથી ઘરમાં વહુમાય લાવશ, પણ ખુદાયજીએ જહાં નારાજ કીધાં તાંહ લાચાર! બહેસ્તી લાખોની દોલત મુકી ગીયા, પણ અમો તો ફકીરના ફકીરજ રહયાં—સોહલીબાવાબી બહેસ્તીના ચાહરમ પછીથી દાદ કે ફરીયાદ લેવાનું ભુલીજ ગીયાછ. (અદીને પાસામાં દાબીં) મરૂરે મરૂં, કહારે મોટો થઇને વ્હેલો વ્હેલો રળતો કમાતો થાય કે મારાં બધા જીહુવા આપીને જાઉં.

**અદી**—પણ મમા આપરા પપાજીના તો તીજોરી ભરીને પૈસા ઉતા તેનું શું થયું! પપાજી તો પૈસાવાલા ઉતાની મમા?

**ખટલુમામા**—હા દીકરા બાપતો કારૂનનો ખજાનો મુકી ગીયો પણ ખાનારાના નસીબ નહિ તેમાં બ્હેશ્તીનો શું વાંક કાઢીયે! એ તો કરસેવજ કાકાજી ગોદરાં નીચે બધું વગે સગે કરીને કરારને જીવે બેઠા! બેટા આજે તો મારે તેની તલવાર! કાકો જાણે કે તમે કહાં તેની સામે કોરટ દરબાર લડવાના ઉતાં જે તેની વાત! કંઇ સોહલી બાવાને ભેટ સમજેલાં કે! અરે હજીરેનું પાણી પચેલું છે મા!

**મહેરબાઇ**—તાહરે શું હકદારનો હક નહિજ મળશે!

**ખટલુમામા**—મળશે હવે પેલે ભવ! એતો દરીયાના પાણીએ મોહું ધોઇને બેસો તેજ તો! મરનાર જહાં બધું કાચું કાપી ગીએલા, તાંહ બીજાઓ શું માથું ફોડવાના ઉતા!

**મહેરબાઇ**—મામા શું સોહલીબાવાને હમો મા દીકરાંની સહેજ બી પરવા હોશેજ નહિ! શું એવણનું જીગર પોલાદ પત્થર કરતાં બી સખત છે કે એક નિરાધાર માં દીકરાંનો હક પચાવી બેસી તેઓને રસ્તા વચ્ચે રખડતાં કરશે!

**ખટલુમામા**—તેબી કહીપુછીને કે! ખાંડ ખાજો!! બહેશ્તીને લાખ વખત સમજાવેલું જે બઇરીને દુનિયાની નજરમાં તમારી હકદાર પરનેતર જાહેર કરો, ને રાંડેરમાં થયેલાં લગન છુપાં ના રાખો, પણ હેતાને ઘેરેલો બચારો કંઇજ સમજયો નહિ. નથી હવે આસીરવાદ સારનાર મોબેદો જીવતા, કે નથી બહેશ્તીનું કંઈ પાકું વસીયત, કે નથી લગનની સાટીફીટી એટલે પછી મવાલીઓને ફાવતું પડે તેમાં કંઈ ખોટું છે?

**અદી**—માયજી મારા મમા, ગભરાવોના. લુટવા દેઓ, કાકાજીને આપરો હક બેલાશક લુટી લેવા દેઓ. આએ જહાનમાં હકદારનો હક લુટીને કોઈ સુખી થતુંજ નથી. કરણીનો એજ કાયદો છે કે કરો તેવુંજ ભરો. કાકાને ઘેરેબી બચ્ચાં છે. ખુદાની લાકડીનો ગેબી અવાઝ છે.

[એવામાં મટલો કાગજ લઇ આવે છે.]

**મટલો**—લે ખટલા, મહેરબાઇને શેઠની આએ ચીઠ્ઠી આપ, કહેજે સોહલીબાવાએ મોકલીછ.

**ખટલુ મામા**—લાવ જોઉ! સમી સાંજે એ વરી ચીઠ્ઠી શાની લાયવો! [મેહરબાઇ તર્ફે ફરીને] લેઓ માય આએ તમારા ધન ધન ઘોરી શેઠજીએ સાંજને વખતે સનાનના સમાચારની કનકોતરી મોકળી! (મટલાને) જા જઇને હેઠને કહે કે હાંજ પરી જવાબ નીહ મળે. હવારના હું જવાબ લી આવહ, ને નીહતો તું બજારે નીકળે તો આફ્રા આવી જજે.

**મટલો**—(જતો જતો) બચ્ચાજી બોરડીપર મળજે, તારો કેમ ગુણકોથળો કરૂં છ તે જોઈ લેજે. (જાયછે)

**મહેરબાઈ**—(કાગજ ઉઘાડી ધ્રુજતા હાથે વાંચેછે.)

"સદાના નેકબખ્ત બ્હેન મહેરબાઇ માય,
તમારા ખાવીંદ અને મારા ભલા ભાઇ દાદીના
અકાળ મરણથી તમોને અને મારા કુટુંબને
જે ભારે ખોટ ગઈછ તેમાં મારી દીલસોજી છે."

**ખટલુ મામા**—(બાજુમાં) લેઓ હોરાજીની દહાડી બળે ને પાડોશીને તાપણું થાય! હજુણુતો લખે કે દીલસુજી છે! તે દીલ સુજીજ આવેલું ઉતું તો દોઢીયાનું કાગજ હું કામ બગાયડું! આફ્રા આવતાં શું કુતરાએ પગ કરડેલો કે!

**મહેરબાઇ**—(આગળ વાંચે છે)

"અલબતાં મને બ્હેસ્તીનો એટલો ગમ
લાગોછ કે હું મારા ભાઇનો મહેલ કે ફરનીચર
બધું લીલાંઉ કરવાનો વિચાર રાખુછ."

**ખટલુ મામા**—(બાજુમાં) બાપનો માલ ખરો કેની!

**મહેરબાઇ**—(દમ ખાઇને આગળ વાંચે છે)

"તમોને તેથી મારી અર્જ એ છે કે આ ચીઠ્ઠી મળતાં પછીથી ચોવીસ કલાકની અંદર તમારે મને મહેલ સ્વાધીન કરી એકાદ ગરીબો માટેની ચહેલી પર જઇને રહેવાની ગોઠવણ કરવી. મહિને દીવસે તમારી ઉપર દયા દેખાડવા થકી અને મારા બ્હેશ્તી ભાઈનું રૂહ બ્હેશ્તમાં ખુશી કરવાની મતલબથી હું તમોને દર મહિને રૂપીઆ પચાસ મોકલાવ્યો જવશ. મારા બ્હેશ્તી ભાઈ તમે માટે કશુંજ વસીયત કરી ગીયા નથી, તેમજ તમો મારા મર્હુમ ભાઇના હકદાર પરણેતર છેઓ એવાં લખાણો કે દસ્તાવેજો મને મળ્યાં નથી. વળી તમારાં મર્હુમ ભાઇ દાદી સાથના લગન કેઠેબી રેજીસ્ટર થયાં નથી એમ મારી તપાસના પરીણામે મેં જોઈ લીધું છ, એટલે લાચાર છેઉં કે તમોને મારા ભાભી દાખલ હું કબુલ રાખી શકતો નથી. જોઇએ તો પંચાએતનો આસરો લેજો.

લા૦ સોરાબજી સુખલાજી દાદીશેઠ"

**ખટલુ મામા**—ને જઈને પડજે માનેકજી શેઠમાં ઠેઠ !

**મહેરબાઈ**—(કાગજ વાંચી સોફા ઉપર ફસડાઇ પડતાં) હાય ધણી, મારા બ્હાલા ધણી, હવે અમો કોણને બારણે પડશું ! અમારૂં તો નખ્ખોદજ વળ્યું ! ઓ બાપ !

**અદી**—માયજી મારી કમનસીબ મમા, અફસોસ !

**ખટલુમામા**—ઓ ખદાયજી, આ ચીતાર હું દેખતી આંખે કેમ જોઇ શકું !

[મહેરબાઈ કોચ ઉપર બેહોશ પડે છે. અદી માતાના ખોળામાં માથું નાખી બેજાર રડે છે. ખટલુ મામા આકાશ ભણી હાથ લંબાવી ખુદાની મહેરબાની માંગે છે. ધીમાં મ્યુઝીક વચ્ચે સીન કવર થાયછે—ટેબલો.]

## અંક પહેલો, સીન બીજો.

જમસુ જાટલીમેનનું દીવાનખાનું.

[જમસુ હાથમાં જમીન સાથ
ઉતાવળમાં ગાતો દાખલ થાય છે.]

### ગાયન.

જમસુ—

કરકસરનો પાઠ શીખો તો કામ તમારૂં પાર છે.
ખેંચતાણ નહિ જો કરશો આજતો બુરો માનો અવતારછે.
નાહક પંચાત સરપર હોરી, પહેરી પાઘડી ગીયો દોડી,
લાયો શેરભર મજુર શોધી, અહિં તો કોરે પાને હીસાબછે.
નાહકની હું કરૂં બસ દોડધામ, જુઓ બજારે સુક્કા બુમલાનું નામ.
કરી આયો હું શોખ પુરો આજ, શીલ્લી દીકરીને ખુશ કરવા કાજ.

**જમસુ**—[ ગાયન બાદ ] શું બાવા પૈસાનો ગાંસડો મુકી ગીયા તે મરઘા બટકાંના હોજરાં ભરવા થકી કે? છટ છટ! અરે દીકરાઓ આજે તો.

પૈસે હોળી દીવાળી ને પૈસાથી રેલ છેલ,
પૈસા વિનાનું જીવતર બચું, પૈસાના સૌ ખેલ.

લોકો કહેજે પારસીઓને ધંધે લગાડો, પણ પારસીઓને ધંધો કરતાં આવડે તારે કેની! ઇરાનમાં ફાલસાંના ખેતરો પડેલાંછે પણ કોઇને સારૂં સુજ પડતું નથી. મસક્તની મટોડીમાંથી સુન્નું બને છે તો તેબી કોઇને સુજ પડતું નથી. મીનઅટીના ટીપાંમાથી મોતી બંધાય છે તો તેબી કોઇને સુજ પડતું નથી. અરે એમ તો એવા તો ઇઠિઠેતેરસો ધીકતા ધંધા છે. જો બરફી વીલાયત ચઢાવી હોય યા ગામઠી આકુસની કલમો આફ્રીકામાં રોપી હોય તો પછી એમ છકકાંજ છકકાં! ટ્રાઇ યોર લક!! જોકે મારા બ્હેશ્તી બાવા જન્મયાતા તાહરે હું ગુજરી ગીઓતો છતાં તેવણે મને એજ સલાહ આપીતી કે દીકરા જમસા

પંદર દહાડે એકવાર કપડાં બદલજે, મોઢું ધોવામાં સાબુને ઠેકાણે ચીકણી સોપારી વાપરજે, કેશમીરને બદલે લાલ બંદુસ નો દગલો પહેરજે અને સીલીપાટને બુટબી ખાડીનાજ લેઈ પહેરજે, કારણકે

નોકરી નફ્ટ ગણાય છે. ચમકતો વેપાર છે,
કરકસનો પાઠ શીખો તો કામ તમારૂં પાર છે.

[એવામાં શીલ્લુ આવે છે]

**શીલ્લુ**—હલો પપી ડીઅર શું બજાર વસાવી લાયા!

**જમસુ**—શું કહું હાલત મારી, બજારમાં બજાર છે; જમીનમાં ડોકીયું કર દીકરા, કામ તમારૂં પાર છે.

**શીલ્લુ**—વારૂં જોઉં શું મછછી લાયા!

**જમસુ**—જી સુકકા બુમલાજી! [રાગ કાઢી] ચાલોરે સજની, ચાંદની રટની, સુકકા બુમલા ખાવાજી.

**શીલ્લુ**—એ ચાંદરાતને દહાડે સુકકા બુમલા કાંહથી ઉચકી લાયા! મરે તમોનેબી કોઈ પુછે!

**જમસુ**—જોની દીકરા એ બુમલાની ફીલસુફી તું નહિ જાણે. મારા બ્હેશ્તી બાવાનેબી ચાંદરાતપર કુલફી મલાહીમાં સુકકા બુમલા ખાવાનો કાતીલ મરજ લાગુ પડયોતો! એતો જેમ સુકાળ પછી મોઘવારી આવી, મુછો જેમ ગઇ ને દાહડી આવી, દારૂ પછી જેમ તાડી આવી, તેમ છમણા પછી હવે બુમલાની વારી આવી! અહીં તો.

ચાંદરાત કે હોય પુનમ, બસ ખીસાપર કટાર છે,
બુમલાનો વેપાર કરો તો કામ તમારૂં પાર છે.

**શીલ્લુ**—મરેરે મારૂં નસીબ બરેરે! પચાસ લાખના પપાજીની દીકરી ને ભોણામાં જોઇએ તો સુકકા બુમલા! હવે મારી સહીઓને જમવા બોલાવીછ તે શું હું મારા હાથ પગ ખવાડશ કે!

જમસુ—અરરર શું સહીઓને જમવાબી બોલાવીછ કે! દીકરા એ દુકાળમાં તેં શું અધીક માસ કીધો! વારૂં, ધુળ નાખી આવવા દે. કલ્લઇ વગરના ઢાંકણમાં તીતાંરી પડેલી છે તે પેટ ભરીને જમાડજે, ને જોઇએ તો મોઢું સમારવા પાણીના અચારની કેરીબી મુકજે. જરા આપરી ગામની રાયવળ તો એ દીકરીઓ ટેસ્ટ કરે! એની પાસે તો મોનજીનીનું આઈસ ક્રીમબી હડી ગીયુંજો!

શીલ્લુ—જાઓ જાઓ! તે લોકો રોજની પુડીંગ પાઈની ખાનારીઓ તમારે તાંહાની વાસી તીતોરી ખાવા થકી બેસી રહીછ કે! તમેબી શું એમ ડોળા બાળોછ જો! ખુદાય તમારા જેવા કંજુસ બાપ કોઈને નહિ આપે તો સારૂં.

જમસુ—કાંય કાંય! આવો મજાહનો જલેબી દુધપાક જેવો બાપ તને નહિ ગમતો કે!

શીલ્લુ—પણ હું એમ પુછું બાવાજી કે એટલા બધા પૈસાને તમે શું કરશો! દીલ સાથે દાબશો કે આંખ સાથે ચાંપસો! ફુલની વાડી ગુંઠાવશો કે દોજખની બારી ખુલ્લી કરાવશો!

જમસુ—તે તો હું મારી સાથે છાતીએ બાંધીને લેતો જવશ. વાહ મારા પૈસા મારાં બચ્ચાઓ કાંય ખાય! પછી બ્હેસ્તમાં મને કામ પડશે તાહરે તાંહ કાંહ મારવાડી શોધવા જવશ? લે વેકતો, આવતું વીક આપરે પુનામાં કાઢવાનું છે. પુનામાં ગવરનર્સ કપ છે.

શીલ્લુ—એ કપ સાસર તમેજ જોયા કરો! અહિં જેવું ફરી હરીને લોહી પાણી લીધું તેવું વળી પુને જઇને લઈશું.

જમસુ—અરે છકકાં છે મારી દીકરી! પાસો પોબાર છે. ઈરાનીને તાંહથી આઇસક્રીમબી ખવાડશ.

શીલ્લુ—પણ ઉતારો કહાં લેશું!

જમસુ—પુનામાં ઇરાનીના હોટેલોનો કહાં ટોટો છે? દોરાબજીને તાંહથી કટલેસ પાઉં બાંધી લઇશું ને ધરમશાળામાં જઇ રાતવાસો કરશું, પણ રેસ કંઇ જતી મુકાય!

**શીલ્લુ**—બસ તારે તમેજ સીધારો. હું તો ભર ભાડુતો સાથે સુખેથી રહેવશ. એટલા દહાડા મારા ભેજાંનેબી રાહત મળશે.

**જમસુ**—અરે નહિરે મારી કાબુલી દરાખ, મારો જીવ કેમ માને! તુને અહિં એકલી રહેવા દેઉં તો મારા ઘેરમાં કાલથી કોલેરા ફાટી નીકળે.

**શીલ્લુ**—પણ હું તેની સંભાળ રાખશ.

**જમસુ**—અરે સંભાળ ગઇ સોનાપોર, કોણ જવાબદાર છે! વાત કરો વીચારીને તો કામ તમારૂં પાર છે.

**શીલ્લુ**—પણ ઘેરને હું વાસીદું રાખીને તાળું મારવા નહિ દેઉ!

**જમસુ**—અરે પણ તાળા કુંચીના પૈસા કહાંથી લાઉં! આએ કુવાનું દોરડું છે તે નકુચા સાથે બાંધી જઇશું, ને નકુચાના ખાંચામાં ફાટેલી સપાટ ખોસી દઇશું કે પચાત ઓછી!

**શીલ્લુ**—ઓ માયરે, આએ બુઢાજીને થયું છ શું! હજુણ ખોદાયજીએ મને દીકરો બનાવીને મોકળી હોતે તો જીવને એટલો સંતાપતો નહિ થતે! બોલોની, ભાટયુંબી કંઈ સાથે લેવાના છેઓકે!

**જમસુ**—આએ અરધો રતલ ગોસ લાયોછ તેમાંથી બરાબર અગીયાર બોટાં કરજે. પાંચને ખારાં કરજે, પાંચને મસાલો દઈને તરી નાખજે ને એકાદની કંઇ બે વાણી બનાવજે.

**શીલ્લુ**—ભુસી મુકું રે એવા ફારસને! બસ પપા હું તો માસીને તાંહ જઈને રહેવસ, તમે તમારે કરારને જીવે સરત સત્તો કર્યા કરજો.

**જમસુ**—હં, હવે કેવી ડાહી લાગી! જરાક આઠ દાહાડા માસીને તાંહ જઇને રહે તો જરી માસી સુંઠ ઈંડાપાક ખવાડીને પાછી પેંડા બરફી જેવી બનાવીને મોકળેની! બઈરાંઓ તો પેંડા બરફી જેવાં ખુબસુરતજ હોવાં જોઈએ! મારી ફીકર ના કરતી. અહિતો,

દાળ બચ્ચાં પાલ છે, ને સરત સુખ કરાર છે,
જોઇ તીજોરી જીવ બ્હેલાવો કામ તમારૂં પાર છે.

 ૧૩૮૨૮

શીલ્લુ—અચ્ચીતજ સુખલીબઇનો નરીમાન કહેછ તેમ તમારા જેવા અર્ધો દજન કંજુસ જો આપરી કોમમાં હોયનીતો કોમનો તરાપો જરૂરજ ડુબે

જમસુ—સુખલીબઇનો નરીમાન! મારા બાપરે! એ વરી નવઈનો નવલો નરીમાન કોણ ફુટી નીકળ્યો! કંઈ ખુલાશો કરશે.

શીલ્લુ—અરે પપી ડીઅર એ તો કેવો જોલી ગુડ ફેલો છે. વોટ એ નાઈસ ચોકલેટ શોલજર?

જમસું—ચાકલેટ સોલજર! તે શું નરીમાન ચાકલેટનો બનેલો છે કે દીકરા! હું હવે સમજયો, મકુજે તમે હવે તાહરે માસીને તાંહ જવાનું માંડી વાળો દીકરાજી, કેમજે એવા ચોકલેટ સોલજરો ચોકલેટના બનેલા તે વખત બે વખતે પીગળી જવાનો સંભવ રહે.

શીલ્લુ—અરે પપાજી હું તમોને ઇનટ્રોડયુસ કરાવું, મારી સાથે તો આવો!

જમસુ—અરે અહિં ફુરસદ કોણને છે કે જુલીયટને રહેવા દઈ એવા મુરદાળોની મોલાકાત લેઉં! ઉફ નંબર વન જુલ્યત ને નંબર ટુ લીના, હાય ત્રીજા નંબરની દીના તે તો સેરવ્યા મારા સીના. (હેમલેટ ની સ્ટાઇલમાં એકટીંગ કરી ઉભો રહે છે).

શીલ્લુ—ઓ ખોદાય-એ લીનાને દીના કોણ મારાં સુખમાં નડતર નાખવા નીકળી પડી હોશે! પપાજી એ ચેટક વરી તમોને કહારથી લાગું પડયું! માયજીના વખતમાં તો કેવા શ્યાન સલુકના થઈને ફરતાતા!

જમસુ—અરે તારી માયની હયાતીમાં તો મેં જુલીયટને તોટે બાંધેલી ઉતી!

શીલ્લુ—શું તારે એ બધીઓ તમોને વ્હાલી છે ને તમારી દીકરી અકારી છે કે તેઓની પછવાડે દુશમન તમો પછડાઈ ચાલ્યા!

જમસું—કેમજે તેઓ મારી દોલત છે, મારી દુનિયા છે.

શીલ્લુ—ન્હા જોતા જાઓ. દીકરી તે ઠીકરી ને જુલ્યટ તે દોલતની ઠમણી, ઓ ખુદા આએબી બાપ છે કે કોહરૂં ખમણવાની ખમણી !

જમસુ—અરે ગાંડી ! છેરાયછ શાની ! એ તો બધી મારી રેસની ઘોડીઓ છે.

શીલ્લુ—ઓ તમારા સકાર બરેરે (હસી પડે છે) મરે મને શું ખબર કે તમે એમ દોહ્ડરૂં દોહ્વોછ ! ચાલો તારે પુને જઈને એ બધી તમારી સરતની ઘોડીઓ તો જોઈએ. હુંબી તો જોઉં કે બાવા સરતમાં ઘોડા દોડાવેછ કે મારવાડના ખચ્ચર !

જમસુ—જોયો કે દીકરીબઈનો રોબ ?
આજ કાલ તો રોબ દેખાડવા બાઈસાહેબ તૈયાર છે,
હાંક ગાલ્લી જમસુ પુને, કામ તમારૂં પાર છે.

## ગાયન.

જમસુ-શીલ્લુ—

બસ કર દીકરા, માથું ના ખા, બાપની શિખ તું માન.
હવે તમે સુધરો પપાજાન.
ધામધુમથી પરણાવશ દીકરી કાં તું કરદે કાન—
દીકરી એ શું માડયું તમેબી ઘેરમાં કહો તોફાન ?
અરેરે આએ તો જબરી મોહસમોહકાન !
ઉડારો નહિ ખોટું કંઇ ગુલબાન.
દીકરી દોલત બેઉ ગુમાવશો રહેશો જો મસ્તાન.—

[ ગાયન બાદ બન્ને જાય છે ]

## અંક પહેલો. સીન ત્રીજો.

---

### "ગુલમોહર"નું દીવાનખાનું.

[ દીવાનખાનામાં ઘણુંજ આરટીસ્ટીક ફરનીચર જણાય છે. વચમાંની સેન્ટર તેબલ પર એક ડીકેન્ટર અને ગ્લાસો તથા સોડાની બાટલી અને ચીઝ બીસકીટ જણાય છે. સોહલીબાવા નોવેલ વાંચવામાં મશગુલ છે. બાજુમાં રૂશી બેટો પેન્ટીગો જોવામાં ઘુંટાયેલો છે. મટલો પાછળ ખીદમતમાં ઉભેલો છે.]

**સોહલીબાવા**—મટલા જરા માયા પાણી લાવ—

**મટલો**—વારૂં સાહેબ.

[ મટલો ગલાસ ભરી વાઇન આપે છે. સોહલીબાવા આખું ગલાસ આંખના પલકારામાં પુરૂં કરી નાખે છે. ]

**સોહલીબાવા**—મટલા જરા માયા પાણી લાવ—

**મટલો**—વારૂં સાહેબ.

[ મટલો ફરીને ગલાસ ભરી આપે છે, જે સોહલીબાવા પુરૂં કરી નાખે છે. ]

**સોહલીબાવા**—મટલા જરા માયા પાણી લાવ—

**મટલો**—[બાજુમાં] મારા બાપરે ત્રણ ગલાસમાં તો બુઢાએ ડીકાનડરનું તળ્યું લાવી દીધું! મને લાગેછ કે ચોપડી વાંચવા જો મારા બ્હાલાને પીઠામાં બેહાડયો હોયની તો પીઠું બી ધીચી જાય, એવો મનીખ છે.

[ગલાસ ભરી આપે છે]

**સોહલીબાવા**—[ ભરેલું ગલાસ હાથમાં લઈ ].

અજબ જામ રાહત ખરે દઈ રહી છે,
ભુલાવવાને ગમ ચારો એબી સહી છે.
અરે લાલ પાણી ઓ જમશેદી જામ,
ભીજવુંછું હોઠ તારૂં લઈ નેક નામ.

[ ગ્લાસમાના વીશકીથી ગળાંનો કાકરો
મુકવી, મનસે ગલાસ બાજુએ મુકતાં ]

હા દાદી, મારા વ્હાલા ભાઇ, ખુદા તારા રૂહને બ્હેસ્ત મુકામ આપજો. ખરેખર તું અમારા ઘરનું ઝળકતું કોહીનુર હતું, અમારી દુનિયા હતી, અમારો રહેબર હતો, ફરેશ્તો હતો, પણ લાચાર ! જાલેમ મોતે જ્યારે તને પોતાના પંજામાંથી છુટો કીધો નથી તો ત્યાં અમારૂં કશુંજ ચળણ નથી. મારા ભાઇનો ગમ મારેથી ભુલાવાનો નથી, અને એ ગમની ગજબનાક યાદ દીમાગે જાગૃત કરવાને બદલે મેં દાદી માહાલ હાલ તો તેની સર્વ રોનક તથા ફરનીચર પુતલાંઓ સાથ વેચી નાખવાનું સાતું કીધુંછ. [રૂશતમ તર્ફ ફરી] બેટા રૂશ, તારી કાકીને તાકીદે હુકમ કરીદે કે તેવણે પોતાના બચ્ચાંની સાથે દાદી મહાલને સદાની સલામ કરી જવું.

**રૂશતમ**—બાવાજી તમારી ભુલ છે. એવું દુખદ પગલું ખુદાને વાસત ભરતાં અચકાવો. આખર કરે તો આપરાં પોતાના કાકીજી છે. એક નિર્દોષ મા દીકરાંને રોબાવી, થોકરે મારી, તેઓની આંતરડીની હાય અને કદુવાથી ભરેલો પૈસો આપણને કદી પુગવાનો નથી. અરેરે કોઈ તર્ફ નહિ તો તેવણના બેટા અદી તર્ફ જોઓ.

> હક હકદારનો પચાવી કોણ ખાવા પામ્યુંછ,.
> કોણ જર ઝવેર જમાવી ઘોલ બજાવા ફાવ્યુંછ?
> રંક હો કે રાય હો, કુદરતનો કાયદો નેક છે,
> દાદગરને તાંહતો ઈનસાફ સૌને માટે એક છે.

**સોહલીબાવા**-બેટા તું નાદાન છે. તારી ઉપર લીલી સુકકી પડી નથી. તું હજુણ ખીલતો ગોલાબ છે, એટલે તુને ઉપરની ચાઈ ચાઈ આંજી નાખે એ બનવા જોગ છે, પણ આપરે કોઈનું લુટવા ગીયા નથી. જ્યારે આપરૂં બુલંદ કીસમત આપરી પર મહેરબાન થઇ લાખોની દોલત દુલ્લા જીવે કુરબાન કરી બેઠુંછ તો પછી તે ટક હાથથી કાંય જતી મુકીએ! દીકરા આએ બધી રંજ ખેંચુંછ તે

મારે માટે નહિ, પણ તુને સુખી કરવાની એકલી ઉમેદ માંજ આએ બુઢાએ જીવ ઉપર જોરાવરી કીધીછ.

રૂશતમ—વેલ પપા, મારી ફીકર તમારે કરવાની જરૂરજ નથી. મને કોઇનો લુટેલો પૈસો જોઈતોજ નથી. હું મારી કેળવણીના પ્રતાપે દાળ રોટલી સહેલાઇથી મેળવી શકશ. પણ પારકાંને દુખી કરી મારો વિચાર સુખની સુવાળી સેજપર બેસવાનો નથી. કોઇના લોહીમાં રોટલી બોળીને ખાવા કરતાં તો બાવાજી, પાક ખુદાએ આપેલી સુકકી રોટલીની નીઆમત લાખ દરજજે સરસ ગણો.

રાજ કરી હઝારો વર્ષ જમશીદનો શું આવ્યો અંત?
કોણ જહાનથી લઈ ગીયો જર, શાહ કે સાધુ સંત.
ધુળ છે જો સમજો તો હવાઇ તમારી વાત છે.
રોશની છે બે ઘડીની, પાછળ કાળી રાત છે.

સોહલીબાવા—ઓ મુર્ખ છોકરા ગેં-ગેં-પેં-પેં બાપ સામે ના કર. એ તારી ફીલસુફી પર મેચીસ મુક. હુજ્જત શ્યતાનની બાજી છે.

રૂશતમ—બાવાજી એ સીર્ફ તમારી ઝબાંદરાજી છે.

સોહલીબાવા—એમાં શ્યાનપત નથી પણ હાર છે.

રૂશતમ—ઇનશાફનો કરનાર પરવરદિગાર છે.

સોહલીબાવા—જરનીજ આજ પાદશાહી છે, દીવાના માન.

રૂશતમ—હકદારનો હક પચાવતાં થશે નુકશાન.

સોહલીબાવા—ખોટું નહિ બોલ દુકતા, એમાં મોટું પાપછે.

રૂશતમ—નેકીના ઓઠાં હેઠળ આએ તમારી ઢોંગી ઠાપ છે.

સોહલીબાવા—શું બાપ તને અકારો છે દે જવાબ નાફરમાન,

રૂશતમ—દુખી માટે સદા તૈયાર છેઉ સદકે કરવા જાન.

સોહલીબાવા—હજુ થયું મોડું નથી તું સુધાર તારી ભુલ,

રૂશતમ—ના ગુલ ગુલાબના માર્ગમાં નીવડો કવચની સુળ.

સોહલીબાવા—શું કાકી તનેજ પ્યારી છે, ને અમોને અકારી છે,

**રૂશતમ**—ગરીબડી કાકી કરતાં તો તમને પઈસાની પતરી પ્યારી છે.

**સોહલીબાવા**—ઠીક તો હું જોઈ લેવશ. [મટલાને] મટલા એકદમ અંદર જા, ને પેલાં અંઠાળ મા દીકરાંને આહં ઘસડી લાવ.

**મટલો**—જેઓ મુરબ્બી સાહેબનો હોકમ. ખીદમતગારીમાં બંદો તૈયાર છે, તમારી એશારતનો તાબેદાર છે.

[સોહલીબાવા ગુસ્સામાં જાય છે, મટલો પાછળ જવા જાયછે, રૂશતમ અટકાવેછે.]

**રૂશતમ**—થોભો કહાં જાઓછ તમો!

**મટલો**—બાવાજીનો હુકમ બજાવવા!

**રૂશતમ**—ઓ બેવફા બુઢા! તને શરમ નથી આવતી કે જેના લાખો અહેસાનમાં તું ડુબેલો છે તેનીજ પરણેતર અને બચ્ચાંને તું નીમક હરામ થવા તૈયાર થયોછ.

**મટલો**—રૂશતમ શેઠ આપરે તો ફરમાવેલા બંદા! આપરેથી કેમ લાંબી ટુકી થાય? [સોહલીબાવા આવે છે]

**સોહલીબાવા**—[ગુસ્સામાં] મટલા હજાુણ કેમ ઉભો રહયો! મારો હુકમ સમજયો કે નહિ!

**મટલો**—શું કહું મુરબ્બી સાહેબ, આય તમારા શેઠયાજ બરડાના રૂવાં ગણવા લાગા તે જાઉં કાંહ! બાપુ તમારી નોકરી કરતાં હજાુણ નસાખાનું ભલું!

**સોહલીબાવા**—બસ તું તારે એ નાદાન પોર્યાનું ના સમજ. એ ટુકતાંને કાકીએ જહાં છે તાંહ કંઇ કરી મુકયું છ, વેકીજા.

**મટલો**—થોભો સાહેબ ઓલીકોરથી તે લોકોજ ઈફા આવતાં છે. જરાક જમશેદ પાદશાહની માફક માથું ઉચકીનેજ વાત કરજો હંકે મુરબ્બી!

**રૂશતમ**—બદમાશ, તારી ઝબાં બંધ કર, નહીં તો જીવ લેવશ.

[મટલાની ડોક ઝાલેછે બીજા ગમથી મહેર-બાઇ, અદી અને બટલુમામા આવે છે.]

**મહેરબાઇ**—(સાડીની સોડ પકડી સોહલીબાવા પાસે ગુંઠણ પર પડી અર્જ કરતી ઢબે) સોહલીબાવા ભલેને મારી પર લાખો દુખો પાડો હું સહન કરવા તઇયાર છેઉં, પણ મારા આએ ફુલ ને ગુલ બચ્ચાંને તમારે તાંહ રાખી લેઓ. એ મારો દીકરો શીખી કેળવાઈ ને તમોને દોઆ દેશે, હું મુઈ! (રડે છે.)

**રૂશાતમ**—કાકીજી ના રડો, હું અદીને બાવાજીને સમજાવી મારી સાથે રાખશ. બાવાજી કાકીજી પર દયા કરો.

**સોહલીબાવા**—અરે જારે દયાવાલા–દયા કંઇ ગાંધીની દુકાને વેચાતી મળે એટલી સસ્તી નથી. [મહેરબાઈને] બસ મહેરબાઈ, તમારા ભાશણો સમજતાં સમજતાં તો ભેજું બી પોચ્ચું પરી ગયું! ખુદાને વાસ્તે મને માફ કરો. તમારી શું કંઇ અમારી પર જબરદસ્તી છે? હું કોઇના ખાધા લીધામાં નહી ને મારે શું કામ એ વધારાની ફોડફોડ માથે ઉઠાવવી જોઇએ?

**બટલુમામા**—અરે જેનું લઇ દઇને બેઠા તેની તો શરમ કરો? પછી કાળી સુરત ભાઇને ખદાયજીને તાંહ કેમ દેખાડશો! યાદ રાખજો, ભોંયે પડ્યાં સદા ભોંયમાં દબાઈ રેહતાં નથી. નીરાધારનો વાલી પરવરદેગાર છે. છાતીમાં છાગડા પડશે, ઘર કુટુંબથી રવડી પાણીના ગોટ વગર મરશો. આ અશો મા દીકરાની હાયથી તુંપાઇને રસ્તે પડશો! જરા સમજો.

**ગાયન.**

**બટલુ મામા**—

જગત માયાનો મેળો માન, ભરોસો કરતો નહી ઈનસાન.
ઘડી ભરના થઇ મહેમાન, જવું છે છોરી એક દીન જહાન.
ગણાતા નામી જે પહેલવાન, ધ્રુજાવી સર જમીન ઇરાન,
બતાવો તેમની નીશાન, અજલને હાથ ગયા દીલજાન.
વજાડી ડંકો દુનીયા મ્યાન, ગજાવી ધર્તી ને આસમાન,
ગયા સઉ છોરીને અયવાન, નરીમાન, શામ, નોશીરવાન.
જમશીદનું કયાં રહ્યું ગુમાન, લુટાયું કારૂનનું ધન ધાન,
ફીરોઝગર ચેન ચતુર સુજાણ, મુર્ખ તું છાંડ વર્થા અભીમાન.

**સોહલીબાવા**—ચુપ બેઅદબ બદમાશ, હું આવો તવંગર ને મારી સામે આવી ગુસ્તાખી ?

**ખટલુમામા**—અરે જાજા તુમાખી, કંઈક જોયા તારા જેવા ગુમાની તવંગરો! તું શું તવંગર થતો તો?

**સોહલીબાવા**—બસ નીકળો બ્હાર, કાળું કરો.

**અદી**—કાકાજી મમા ઉપર દયા કરો.

**ખટલુમામા**—ઓ પત્થર હૈયાના પલીદ, જરાક ધીરો પર.

**મહેરબાઇ**—ઓ ખદાયજી આએ કેવો ગજબ!!!

**રૂશતમ**—ઓ બાવા બાવા ઈનસાનીયત ના ભુલો, પઈસા પર કુઝુલ ના ફુલો.

**સોહલીબાવા**—બસ બસ.

[મહેરબાઈમાય ગુંઠણુ પર પડી સોટ ધરીને ફરીને દયા માંગે છે. અદી પણ માતા સાથે અર્જ કરવામાં હાથ જોડી સામેલ થાય છે. ખટલુમામા સોહલીબાવાના પગ પાસે પાઘડી ધરે છે. રૂશતમ અદીનું માથુ પસવારતો પપાને દયા કરવા વીનવે છે. સોહલીબાવા આંગળીની એશારતથી બધાંને બ્હાર જવા કહે છે. મટલો તેઓની હાર ઉપર હસીને ખુશી થાય છે. રૂશતમ મટલા ઉપર ડોળા કકડાવે છે. ધીમા મ્યુઝીક વચ્ચે સીન કવર થાય છે. ટેબલો.]



## અંક પહેલો, સીન ચોથો.

જમસુ જાટલીમેનના દીવાનખાનાનો એક ઓરડો.

[શીલ્લુ ગાતી દાખલ થાય છે.]

### ગાયન.

શીલ્લુ—

મોજ શોખની દુનીયામાં સઉનો ફેશન પર વીચાર,
સઉ કોઇ પનવા માંગે આજે ફેશનેબલ નાર.
દોલતની હોળી દીવાળી ફેશન પાછળ થાય,
બાવાજીના દીવાળાંબી ફેશનથીજ ફુકાય.

### કોરસ.

ફેશનનો સમજો બહાર, શોભાવે એજ સંસાર,
ફેશન પર સઉ કુરબાન જોશો ગરીબ કે પઇસાદાર.
ઓરથોડોકસની છે હાર, ફેશન કાજ સઉ તઇયાર,
વીલાયતી વ્હેંજા માંગેછ સઉ, ફેશનનો એજ શણગાર.

શીલ્લુ—[ગાયન બાદ] મરેરે, બાવાજીને તે શું કહેવું જોઈએ! રોજ સવારના છાણાંની રાખ લઇને દાટણ કરી બધી સરતની ઘોડીઓનો હીસાબ કરવા મંડી જાયછ! એ મરેરે મુઈ રેસ બરે તે રેસની મોહકાણે તો કચ કંઈ લક્ષાપતિઓને ઉંધી પાઘડી પહેરવી પડીછ, પણ હજુણ બાવાના ભેજાંમાથી એ વ્હેજાં જતાં નથી! કોણ જાણે એ પારસીને થયુંછબી શું? ઘરની પછવાડે મરઘાં બટકાં પાળવાનો કમપાંઉંડ છે તેમાં રોજની ટેક્ષીઓને ઘસડી લાવી અફ્રાળજીક કરેછ! કોઈ કોઇ દહાડો તો રમકડાંના ઘડીયાળોને લાવી તેને દરૂસ્ત કરી જીવતાં જાગતાં બનાવવાની કોશેષ કરેછ! તેમાં વળી સરતનો

દહાડો આમો એટલે જોઈ લેઓ ! બધા હોરાજીઓ ને ફ્રરંગાઓ ગોલણ પાસ રેસની ટીપ લેવા આવેલા ને આવેલાજ! ગઈ કાલેજ બારી આગળ ઉભા રહીને સામેની નાજુ ગોયણ પર કીસમીસ દરાખ છુટ્ટી ફેંકતાલા! મેં પુછયું કે પપા એ શું ફારસ કરોછ, તો કહેજે હું તો નવા વર્ષના સગન કરૂંછ!

[દાકતર નરીમાન આવે છે.]

**નરીમાન**—વેલ શીલ્લુ ડીઅર શું સમાચાર!

**શીલ્લુ**—હલો નરી આયા કે? વેલકમ.

**નરીમાન**—આવ્યાંને તો ઘણી પપેતી થઇ! મકું જે બુઢાજી કેમ છે?

**શીલ્લુ**—યુ મીન પપાજી? અરે બોલજના, પપા તો હમણા હમણા જુલીયટ ને લીના ને દીનાના લફરાંમાં એટલા બધા ગુંચવઈ ગીયાછ કે દુશમનનું ઘર તર્ફ ધક ધ્યાનબી લાગતુંજ નથી! બસ સહવારના પોહરથી તે રાત સુધી એનું એજ ચેટક!

**નરીમાન**—અરે પણ એ બધીઓનું ચેટક એ બુઢાને કોણે લગાડયું? એવી કેટલીકોની પુઠે જમસુ લાગેલો છે?

**શીલ્લુ**—કોઇ કુડી બંધ તો સુવેલીઓ છે.

**નરીમાન**—કુડી બંધ! . બાપરે! એ બુઢો શું બદામ દરાખના આશીર્વાદ સરાવા માગેછ કે! ખરેખર બળદ વીનાનો ખટારો નહી શોભે ને બાયડી વીના મટારો નહી શોભે જો શીલ્લુ! વેલ હું એમ પુછું કે એ કુડીબંધોની પુંઠ પકડવાનો વા બુઢાને કહારથી વાગો?

**શીલ્લુ**—બોલોજ ના નરી, તેમાં જુલીયત તો એટલી આજને કાલ ફેવરીટ થઇછ કે કોઇ દહાડો સીનેમા નહી જોય ને તે દહાડે ગોલ પીઠાં આગલના સીનેમામાં રોમીઓ જુલીઅટ ની ફીલમ દેખાડી તો સાંજના છ વાગાથી રાતના બાર વાગા સુધી ખાધાપીધા વગર બસ સીનેમા બંધ થયો, તાંહ સુધી ખુરશી પર જુલીઅતને જોવા ચીટકીને બેસી રહ્યા!

**નરીમાન**—અરરર કેહું બધુ ર'ધાઇ ચુકું તારે તો? ફીકર નહી શીલ્લુ, જો તારો વીચાર હોય તો સેવક તઇયાર છે. તું બી મારી કઝીન છે કોઈ પારકી નથી. ચાલ, એક ગમથી બાવાજી કામા બાગમાં નાતરૂં કરે ને આપરે બીજી ગમથી આલ-બ્લેસ બાગમાં આશીર્વાદ સરાબ્યે. કેમ કેવો આઈડીયા?

**શીલ્લુ**—ઓવાર્યું રે બાવા પરથી નાતરૂં કરવાનું! જાઓબા નરી, તમેબી એમ શું ઘેલાં કાઢોછ જો! અરે એતો બાવાજી સરતની ઘોડીઓનું ચેટક લઇ બેઠાછ તે થકી હું કહેતીતી.

**નરીમાન**—સરતની ઘોડીઓ! બાઇ જોવ! શીલ્લા તું બી શું આટો બાક્કેછ જો! ઓહ બટ કીપ કવાએટ. ધાંખરાજી સામેથી આવેછ. મારા બાપરે, ફરલાંગોબી કેવી મારેછ જાણે બંગાલાના જંગલમાંથી વાઘ છુટયો?

[બન્ને બાજુમાં ગભરાયલાં ઉભાં રહે છે, જમસુ દમામસાં દાખલ થાય છે.]

**જમસુ**— મોજ શોખની છે આ દુનીયા, સીહ્રા આ સંસાર છે,
કુવારા રહેશો સદા, તો કામ તમારૂં પાર છે.
[નરીને જોઇને] એ આએ કોણ વનવાઘલું?

**શીલ્લુ**—પપાજી એતો માસીનો નરી છે.

**જમસુ**—માસીનો નરી! અરે મ્હારે સબજ પરી, એ આએ શું તમો કરોછ કોકમની કરી!

**નરીમાન**—જીજી મકુજે જી.

**જમસુ**—જીજીજીજી. (મશકેરી કરીને) કેમબા એ જીજી હોડોના હાલરડાં ગાઈને મારી ગેરહાજરીમાં મારી દીકરીને રીઝ-વવા થકી આયાછ કે! મારા સાહેબ દાકતર થઈને એવા કાવાદાવા ધંધા કરો તે સારા નહીં. વાય ડીડ યુ એનટર લાઈક એ ઘુસ ઈન માઈ હાઉસ?—શું નો પરમીસન વીધાઉટ એડમીસનનો બોર્ડ દરવાજા પર વાંચ્યો નહી?

**શીલ્લુ**—માથ્રરે, બાવાજી બોંય શાની ચઢાવોછ જો! એ તો જીભરૂં આપરો કઝીન તેં એને સાની રજા જોઈએ? ગઈ કાલે તમોએ રકાબી ભરીને વાલની દાર ખાધી ને પછી તમોને ડાએરીઆ થઈ આયો તેથી મેં ગભરાઈને એને બોલાવ્યો પણ એ એ બીઝી હોશે તેથી કાલને બદલે આજે આયો!

**જમસુ**—હકે! બીચારો કાલને બદલે આજેબી આયો ખરો કે? એમબી ને એમબી પેશંટ દખમે ચઢે ને પછીજ કાંય નહી આયો બા! બ્હારે દવા વગરના દાકટર, તારાંબી ફીતુર મેં જોઇ લીધાં જો દીકરા! શું ધાર્યું ચારો.—

મહોબતનો આએ મસાલો છે, પણ સોદો સહેજ ઉધાર છે,
પોરીઓનું દીલ જીત્યું કે કામ તમારૂં પાર છે.

**નરીમાન**—મકુજે સાહેબની તબીયત તો ઠીક છેની?

**જમસુ**—હા બા, હમણા સુધી તો ઠીક ઉતી પણ મરકીનો ઉંદર નજર સામે જેવો જોયો કે આઈ ડીસીઝ લાગુ પડયો.

**શીલ્લુ**—બાવાજી જરા શયાનપતથી વાત કરો, ખરાબ લાગે! મારો તો એવો વીચાર થાએછ કે આપરે પુને જઇએ તો સાથે નરીનેબી લેતા જઈએ. અરે એ તો એવો બોલતો પોપટ છે કે તમારો વખતબી સોહવાઈ જશે.

**જમસુ**—અરે એવા બોલતા પોપટોપર હવે ધરાં પરાં કરવાનું માંડી વાળો દીકરીબઈ! જોઈ કે અમારી આએ લખપતણ દીકરી! ઘડીમાં તીખ્ખી તો ઘડીમાં ખાતી—ઘડીમાં ગામઠી તો ઘડીમાં વેલાતી! ઘડીમાં વાદળી ને ઘડીમાં તડકો, ઘડીમાં સરબતને ઘડીમાં સરકો!!

**નરીમાન**—મારા બાપરે, અહિં તો કેઠો હાઇડ્રો ફોબીયા બુઢાને લાગુ પડયોછ! મકુજે સાહેબને કહુંજે તમોને નાનપણમાં કોઇ કુતરાંએ બાચકું ભરેલું કે!

**જમસુ**—નાનપણમાં તો નહિ પણ આજેજ એક મોટા કુતરાએ બાચકું ભર્યું?

**નરીમાન**—વારૂ તારે મકુજે હું રજા લઉછ સાહેબ. આએ આપરી પહેલી તેમજ છેલ્લી મોલાકાત છે.

**શીલ્લુ**—પપા તમે શું હમબગ કરોછ જો! જરાં માસી છેરાશે. ડાકટરનો દરજ્જોબી નહિ સમજતા.

**જમસુ**—અરે એ કાંહનો દાક્તર? પાણીના નળ સાંધનારો પલમબર તેબી આજ કાલ દાકતરમાંજ ખપે જો! જા વારૂં તુને એટલી બધી કદર લાગેછ તો ભીખા બેરામના કુવાનું એક કટલી પાણી પાઇને એને થંડો કરીને મોકલ. બેહસ્તી ભીખા બહેરામના ચોપડામાં આપરૂં નામ સોનેરી અક્ષરે લખાશે.

**નરીમાન**—બસ તમે કહયું એટલે પીધુંજ બરોબર—ચાલો શીલ્લુમાય રજા છે!

**શીલ્લુ**—કાંય, સીધારોછ કે નરી! પાછા કહારે આવશો?

**જમસુ**—અરે એને પુછેછ શાની! એતો જુઠઠઇએ કહેશે તો સચ્ચાઇએ દજન ફેરા ખાશે. એ થોડો કંઇ તુને મળવા આવેછ? એતો નાજુક બગલાંની રેસમી પાંખમાં ભરઇને થંડક લેવા આવેછ [નરી તર્ફ ફરીને] મકુજે આવજો હં કે દવા વગરના દાકતર!

**નરીમાન**—સાહેબજી મુરબ્બી (જતો જતો) ચાલો સહીસલામત છટકયા તેની ખુશાલીમાં એક આનાનું સુખડ ચઢાવ્યે! (જાય છે.)

**જમસુ**—મારા વ્હાલા દવા વગરના દાકતરો કહારથી અહિં ઉતરી પડયા! ઠીક છે બાવા, દુકાળના જમાનામાં એબી ગનીમત.
પ્યાર બજાર સ્હેજ મંદ જણાય તો આએ એક ઉતાર છે,
દવાલેસ દાકતર બનો કે કામ તમારૂં પાર છે.

**શીલ્લુ**—જાઓ જાઓ પપા, તમે શું એમ તરીયાપાવપર જરા જરામાં આવી જાઓછ? તમે તમારી જુવાની દાળમાં કોહરા મીશાળે જેમ અટવાવી નાખી તેમ શું તમો મારી પાસે આશા રાખોછ કે! કંઈ ખાંડ ખાતાના!

**જમસુ**—અરે પણ તુને પરણવું હોય તો પાસેનો પીઠાંવાલો વીકો વકટલેન કાંહ મરી ગીયોછ! છે તો ઉમરમાં ફક્ત એંસી પર પાંચ ને હજુણ તો નવા દાંત ફુટેછ! પણ દલ્લો કેટલો ધારેછ! સવા ઉડતાલીસ લાખ!!

**શીલ્લુ**—બુસી જુકું રે એવા બુઢાઓનો ! મારૂં બાપના જેવો લાગે ને તેની સાથે હું લગન કરૂં ! ઇટ ઇઝ ઇમપોસીબલ.

**જમસુ**—અરે ઇટ ઇઝ વોકેબલ દીકરા—એતો આજ કાલ બુઢાઓ સાથે પણવાની ફેશીન નીકળીછ. ખરો ને સંગીન પ્યાર બુઢાઓનોજ હોયછ દીકરા અરે લાખો રૂપીયાની ધણીયાણી થશે તેનો ખ્યાલ કીધો ! મજાહના તીખખાં તમતમતાં મરચીના ફાડયાં ને પોરબંદરનાં ઘીમાં તરેલી બોઇ ખવાડશે. નાક તો કેવું છે જાણે આબાદ ડયુક નોઝ ! આંખમાં તો જાણે બે પીછો ખોસ્યાંછ, ને કાન તો જાણે બે ખજુરીઓ ! એમ ચાલેછની તારે જાણે માંદવામાં તુરીયું હીચકા ખાએછ.

મોજ શોખમાં પુરો છે ને સાથે ચીકાસદાર છે,
બુઢાજીને પરણશો તો કામ તમારૂ પાર છે.

**શીલ્લુ**—તુટી પડેરે એ ચનાના ઝાડપરથી.

**જમસુ**—તારે શું બુઢાઓને તરામના ઘોડા મીશાળે પાંજરાપોળ છોરી આવવાના કે ! અરે આજે બુઢાઓથી તો જુવાનોનું જીવતર છે, નહિ તો એવી એશકાઈ મેશકાઈમાં કાંહ સરખાં પુરચાં ઉડી જંતે તે જણાતેથી નહિ ? બસ તને મારો સુખન રાખવોજ પડશે !

**શીલ્લુ**—તે નહિજ બનશે.

**જમસુ**—નહિ કેમ બનશે, જરૂર બનશે. ને અઢારહુ ઇઠઠોતેર વાર બનશે.

### ગાયન.

**શીલ્લુ—જમસુ**—

વેકો પપા થાઓ તૈયાર,
ખીસા ભરી લેઓ ચીકાર,
વેક વ્હેલી, ના બન ઘેલી,
કામ તમારૂં પાર તમે રાખો સરત આધાર.
અરે લાવશું નોટો ચીકાર.
કરી રેસનો શાહી વેપાર,
ઘરે લાગશે મોટોર અલગાર,
કહેવાશું મુંબઇના સાહુકાર.
તારે હાથ અમારી લાજ રાખી લે દાદાર આજ.

(બન્ને રીકંઝીક કરતા જાય છે.)

## અંક પહેલો, સીન પાંચમો.

### તાડીવાળાનું ઝુપડું વેસાવા.

[દુરથી દરીયા કીનારાનો દેખાવ. ઝુંપડાના ઓટલા ઉપર ગરીબ ઘરનું લાયક ફરનીચર. અદી એક ખોળકી ઉપર સુતેલો છે. મહેરબાઈ તેના પગ પાસે માથે હાથ દઈ બળાપો કરતી બેઠી છે. ઝુંફતી બટી રેશન છે. ખટલુમામા દોરડીને વળ આપતા જણાય છે.]

### ગાયન.

**ખટલુ મામા—**

નેકી કરો બંદે ખુદા, નેકીનો બદલો નેક છે.
વીચાર હરેકના જુદા, રહેબર બાપ તો એક છે.
પરાઇ આશ સદા નીરાશ, તેમાં શું કહો કે ટેક છે?
ભરો ભલાઈનો ભંડાર, ફાયદા તેના અનેક છે.
બેવફાઇમાં કહો શું સાર, રાજી નહી પરવરદેગાર,
અશો બનો ફીરોઝગર, ખુશી જોઇ માલેક છે.

[ગાયન બાદ મનસે]

ઉમીદ એજ ખુદાયા બચાવ દુખથી,
અનેક દુખ કબુલ છે બચાવ ભુખથી.

અફસોસ, બ્હેસ્તીને ગુજરી ગીયાંને વર્ષ પાણીના રેળા પેરે પસાર થઇ ગીયું, પણ કીસમતના લેખ, ખુદાયજીને ઘેરથી જે લખાવી લાવેલાં તેમાં થોડો ફરક પડવાનો ઉતો! એમજ જો બનતું હોતે તો આજે ચાંદીના પાતલે બેસનારી રાણી જેવી શેઠાણી આ ગંધાતી ગલીમાં આવેલી ગરીબોની ચહેલી ઉપર કીસમતને રડતી શું કામ બેસતે! (મહેરબાઇ તર્ફ ફરીને માયાથી) મા, કંઇ ચાહે પાણી લેઓ કે! આજે તો બપોરેબી જમ્યાં નથી!

**મહેરબાઇ**—મામાજી તમે તે કહાં સુધી અમારી વેઠ કર્યાં કરશો? ખચ્ચીતજ આ જુઠઠી દુનીયામાં તમે તો અમારા મુરબ્બી નીજ ગરજ સારીછ! ઓ અમો તમારો કેમ બદલો વાળશું ખટલુ મામા?

**ખટલુ મામા**—બદલાની આશાપર આએ બુઢો વેઠ કરતો નથી. બ્હેસ્તી દાદાભાઈ શેઠે મારી ગરીબ અવસ્થામાં મને કંઈ થોડી મદદ કીધી નથી. તેના લાખો અહેસાનમાં ડુબેલો આએ તેનો કમીનો નોકર આજે જો તેનું નીમક તેના બ્હાલાંઓ તર્ફ હલાલ કરવાને ભુલી જાય, તો પછી આએ બુજોર્ગી પર લ્યાનત વરસજો.

આ તન ઉપર રૂવાં છે તેના, બાપ મારો તે હતો,
કુટુંબની તે રોશની, આધાર મારો તે હતો.
દુખીઓની દાદ લેનારો, સીતારો પણ તે હતો,
જીવન અમારૂં તે હતો, જીવજાન અમારો તે હતો.

**મહેરબાઇ**—ખરેખર તમારા જેવા વફાદાર કારભારી અને બુજોર્ગ સાથી મેળવવા માટે મારા બ્હેસ્તી ધણી માટે હું મગરૂર છેઉ. મરે મને શું ખબર કે એટલા જલદી એવણ મરી જશે, નહી તો હું ભરોસે નહી રહેતે! બ્હેસ્તી કોણુ જાણે કેવે ચોઘડીયે બ્હાર નીકળ્યા તે પાછું ફરીને જોવા પામ્યાજ નહી!

**ખટલુ મામા**—દીકરા જનંમ લગન ને મરણ એ ત્રણેની ચાવી દાદારજીએ પોતાને તાબે રાખેલી છે, નહીતો આજે ઈનસાન ખુદાયજીની ખુબી પીછાણીજ કેમ શકતે! મારી મા, સબુરી રાખ, બુરામાંબી તે બાપે સારૂંજ છુપાયવું હોશે.

**મહેરબાઇ**—ખટલુ મામા હું એમ પુછું કે બ્હેસ્તી ગુજરી ગીયા તે પહેલાં એવણ પોતાના અગત્યનાં ઓચરીયાં જે પતરાંની પેટીમાં રાખતા હતા તે પેટી કહાં ગઇ! તમોને કંઇ ખબર છે!

**ખટલુમામા**—તે તો સોહલીબાવા પુઠીજ હોશે તો! આપરે જીવારે મહેલ છોરી આવેલાં, તીવારે એ બધું તીફાજ રહી ગીએલું જો!

**મહેરબાઈ**—પણ તેમાં તો બ્હેશ્તીના લગનની સરટીફીકેટ કે વસીયત કે કંઈ અગત્યના દસ્તાવેજો નહી રહી ગયાં હોય?

**ખટલુ મામા**—અરે મેં બહુએ તપાસ કીધેલી, પણ પેલા કસરેવજ પાખંડી પીરે કહુંએ છુપાવી દીધી તે આપુને શું માલમ? બ્હેશ્તીના દીલની વાત તો તેવણ ગુજરી ગીયા તે સાથેજ લેતા ગીયા!

**મહેરબાઈ**—હીન નસીબે બધું દુશમનને ઉધુંજ સુજયું! ચાલો ધણીજ મરી ગીયા એટલે આપરે મનથી બધુંજ સળગી ગીયું! બસ હવે તો રાતને દીસ મને મારા અદીનો વીચાર આવેછ. મારી રજા કજા બાદ એનું શું થશે! હજુણ એને દુનીયા જોઈ નથી અને આવા લાડ ઓવાઈએ ઉછરેલો મારો દીકરો કોણને આસરે પડશે? કોણ એને શીખવી ભણાવીને સારી નોકરીએ લગાડશે?

**ખટલું મામા**—તે હું કાંહ મરી ગીયો! તમો એ થકી ભુલાવો ખાતાંના જો બાઈ! જહાં હુધી આએ બુઢો જીવતો છે તાંહ હુધી તો મારા ડોળા કાઢીને એનું રહેઠાણ કરશ, પછી તો એના નસીબ.

**મહેરબાઇ**—પણ હમણાથીજ એને નોકરીએ લગાડયે તો કેમ મામાજી?

**ખટલુ મામા**—જેમ તમારો વીચાર. તમારી મરજી હોય તો મારા ઓળખાણવાળા જમસુજી જાટલીમેન સાહુકાર છે, તેમને મળી અદીની ગોઠવણ કરી આઉં! જમસુ મારો સુખન હેઠો પાડે તેમ નથી. એની લાગવગ વેપારીઓમાં જબરી છે એટલે એ બેટા અદીને કેઠે બી બેસાડી દેશે.

**મહેરબાઇ**—મરૂ રે! જરૂર એટલું એ ત્રણ દીવસમાં નક્કી કરી નાખો કે મને નીરાંત થાય! (એવામાં અદી પપાના ડ્રેસમાં આવે છે.)

**અદી**—કેમ મમા, હું પપા જેવો લાગતો નથી કે! જોઓની!

**મહેરબાઇ**—ઓ મરૂ રે બધી! (હસીને ઓવરણા લેછે) એ પપાની પાઘડી કાંય પહેડી દીકરા!

**ખટલુમામા**—મારો દીકરો, બાપ જેવો ચબરાક નીકળવાનો! બાઈ એ નોકરીએ હીધારે એટલે એને પાઘડીજ પહેરાવજો.

**મહેરબાઇ**—ઓ હારે, મારા દીકરાને જે ગમશે તે પહેરાવશ. દીકરો કોણનો ઘેર છે! આજે જે માંગી માગીને મરે તે બચ્ચાંથી બેનસીબ રહેછ, જહારે જેને તાંહ ખાવાના વાખા છે તને તાંહ વસ્તી વાડીનો અમુલ્ય ખઝાનો ખુદાયે મોકલી આપેલો છે. મારા દીકરા,

આંખનું તું છે રતન, માહતાબની તું ચાંદની,
તુંજ છે સલામત, તો ઘેરે મારે છે ચાંદની.
રહે ખુશી તું હરદમ, હસ્તો જોઈ સદા ખુશી,
ચાંદ મુજનો તું રોશન તો દીન રચન છે ચાંદની.

(એવામાં રૂશી આવે છે.)

**રૂશતમ**—કેમ કાકીજી અવાય કે!

**મહેરબાઇ**—કોણ દીકરો રૂશકે! આવો દીકરાજી, તમારાં પગલાં કહાં છે. કેમ દીકરા કંઇ આજે ગરીબડી કાકી યાદ આવી! બાવા તો મરૂં સારી કાની છેની!

**ખટલુ મામા**—તે બાપને શું ધારે ખાધો! ગઈ કાલે તો બજાર મહી દુમ કાઢીને ચાલતો મેં જોયલો.

**મહેરબાઇ**—મામાજી એમ ના બોલો! ગમે તેવા છે પણ આપરા મુરબ્બી છે.

**ખટલુ મામા**—એવા મુરખ્ખીને શું ઉચકીને અફાળવાના છે! બચ્ચારા હકદાર બા દીકરાને લુટી પોતાની તો હુમ પચાવારી બેઠો! પણ હું બી તો જોઉ કે કાંહ સુધી એનો ડંકો વાગે!

પરધન પત્થર જાણવો, પર સ્ત્રી માત સમાન,
આપ રળેલી રૌટલી, મીઠડી સૌથી માન.
ધુતી નીરાધારને, જે તવંગર થાય,
નેક નારીની હાયથી, અંતે નર્દવાસ જાય.

**રૂશતમ**—ખરૂં છે મહેરબાઈ કાકી, બાવાજીએ હું કબુલુંછ કે તમારા હકમાં મોટું નુકશાન કીધુંછ. પણ ધીરજ રાખો, હું હકદારનો હક જરૂરજ અપાવશ. આજે નહી તો પાંચ વર્ષે બી એજ રૂશતમ કાકાજીના વારસોને તેઓનો હક નીશંક અપાવશેજ.

હક ઈનસાફ ત્યાંજ સમજજો, સુખ કસર સૌ ત્યાંજ છે,
ગુમાન જો ઉડી ગીયું તો, રાહતનો કીનાર ત્યાંજ છે,
અયશો અસરત ત્યાંજ છે, શાદમાની ત્યાંજ છે;
બેવફાઈના થાઓ શીકાર, તો ધુળધાની ત્યાંજ છે.

**અદી**—તારે તુ ત્હારા પપાને સમજાવતો કાંય નહી રૂશી!

**રૂશતમ**—દીકરા ધીરે પર, સૌ સારૂં થશે. લેઓ કાકીજી આએ તમારા ગરીબડા ભત્રીજા તર્ફની ભેટ! એમાં રૂપીઆ સોની નોટ છે. એ રકમ પપાજીએ મને આજે મારા વર્ષની ભેટ દાખલ આપીતી તે હું તમો સારૂં લાયોછ.

**અદી**—શું રૂશી આજે તારૂં વર્ષ કે! સાલ મુબારક! ચાલની આઈસક્રીમ ખવાડેછ કે!

**રૂશતમ**—વીથ પ્લેઝર ડીઅર.

**મહેરબાઈ**—ઓ મરૂ રે! ઉધમણો ઉભો રેહની! ઓવરણા લેઉં! કાકીની દોઆથી મરૂં સો વર્ષનો થજે ને આએ મારા અદી પર મહેરબાની રાખજે! [ઓવરણા લે છે]

**ખટલુ મામા**—દીકરા મારેથી બેઅદબી થઈ હોય તો માફ કરજે. બુઢા મનીખના બોલવાનો ગુસ્સો કરતો ના, પણ બેસતાં વર્ષમાં બે શીખામણના બોલો કહું તે હમજી લે.

**ગાયન.**

**ખટલુમામા**—

હરદમ દેખાડતો રહેજે બેટા તું હાતમ જીગર,
કરી શાદ જહાનને તુ થજે શાદ ઓ બસર.
મુફલેસોની તું લેતો રહેજે દીલથી સદા યાદ,
ખુદાવંદને ખુશી કરી સાબુત કદમ તું ભર.
ભલાઇ જહાનમાં કરી તું પામજે ભલાઇ,
બદીની ગંજથી ના કરતો તુંજ ખીસા તર.
દુનીયા મુસાફીરખાનું છે ચંદરોજાનું તું જાણ,
કાયમના નહી રહેવાના છે જુવાની કે શું જર!

**રૂશતમ**—થેંક યુ! હવે કાકીજી રજા છે!

**મહેરબાઈ**—આવજે મારા દીકરા મારા નસીબ! (બેજાર રડે છે.)

**અદી**—મમા, રૂશી જાયછ! (અદી માતાનું ધ્યાન ખેંચવાનું કરે છે.)

(અદી મમાને સમજાવે છે રૂશી દુરથી રૂમાલની નીશાની કરે છે. અદી પણ રૂશી પર ધ્યાન ખેંચાવાથી હસીને રૂમાલ કરે છે. ખટલુંમામા ચોંકીને મામલો જોતા ઉભા રહી જાય છે: ધીમા મ્યુઝીક વચ્ચે પરદો પડે છે. ટેબલો.)

**અંક પહેલો પુરો.**

## અંક બીજો સીન પહેલો.

---o---

### ગુલમોહેરનું દીવાનખાનું.

[અદી સોફા પર દીલગીર ચહેરે બેઠેલો જણાય છે.]

**અદી**—દુખ સીતમ, અચાનક આફતોના હલ્લેખાનો જે વેળાએ ઈનસાન ઉપર તુટી પડેછ તે વેળાએ તેને કશુંજ સારૂં સુજતું નથી. બચપણમાં બાપનું છત્ર ગુમાવવું એના જેવી બીજી કંગાળ કમનસીબી શું હોઈ શકે! આજ બાપ જીવતો હોતે તો તેના બચ્ચાંને પારકાંની પાસે હાથ ઓળવાની શું અગત પડતે! ખુદા તું હવે તો અમારી અરજતનો સુકાની છે.

[મટલો આવે છે.]

**મટલો**—(તપકીર સુંઘતો) કેમરે પોયરા, તું ઇફ્રા હું ગણુગણુ કયરા કરે! કાકાના ઘરના હુંગારા લેવા આવેલો કે બચ્ચાજી!

**અદી**—મટલુબા, હું કાકાજીને મળવા માગુંછ. તેવણ મળી શકશે!

**મટલો**—અરે ચાલ ચાલ મળવાવાલા! મોટો લખપતીનો દીકરો આયો તે કાકાને મળવા માંગે! તારા જેવા ભીખારડાં તો કંઈક ગળી ઘુચીએ રવડતા ફરે, અઉવે!

**અદી**—શું અમે ભીખારડાં અને ગળી ઘુંચીએ રવડનારાં! ઓ ખુદા આએ શું સીતમ! અમારા બાવાજીના પૈસા, અમારા મુરબ્બીના મહેલ મકાનો, વાડી ગાડી અને અમે ભીખારડાં! ઓ બેહુયા મતલબી, જેનું નીમક ખાધુંછ તેનાજ બચ્ચાંઓ ઉપર રહેમભરી નઝરથી તો જો!

**મટલો**—અરે જારે કોચીના સાહુકાર! એ તારી પોકળ ગેં ગેં પર સોહલીબાવા બાકીજે લોભાઈ જાય એમ તો આકાશ પરથી ખોદાયજી નીચે આવે તોએ બનવાનું નથી. એમ કંઇ હાથ ચાટે પેટ ભરાય બાપુ! વરી જે બાપ પોતાના બચ્ચાંઓને દુખીજ કરવા માંગતો હોય તે વરી આમ

વાપર છેકજ ખાતાં લાખી જાય! મને તો લાગે કે જહાં છે તાંહ સોહરાબજી હેઠની પાહે આઈ આઇ જોઇને તારી મા ગળે પડવા નીકળેલી!

**અદી**—શું મારા માયજી સોહરાબીઆવાને ગળે પડવા નીકળ્યાં! ખબરદાર, આજે બોલ્યાછ, ફરીને તમારી નાપાક ઝબાને મારી અશો ફરેશ્તો માએનું નામ લીધુંછ તો તમોને ખમવું પડશે! તમે કોણ હમોને બોલવાવાલા! કોલીવાડની ગંધાતી ગલીનો કુતરો ભલે આજે ગુલમોહોરનો મેનેજર થયો તે આજે નાકના ફીફરાં ફફડાવતાં શીખ્યો, બાકીજે દાદાભાઇ શેઠના વખતમાં તો ડોળા નીચેથી ઉંચે નહી થતા હતા! શુ કાવર્ડ!

**મટલો**—બસ બંધ કર ઝબાન.

**અદી**—ચુપ રહે શ્યતાન.

**મટલો**—ઓ તું દી કુતરા મારા મીજાઝનો ખ્યાલ કર.

**અદી**—ઓ કાળાં મેઢાં જરી પરવરથી ડર.

**મટલો**—શ્યાનપતનું પુતલું તો જુઓ જરી.

**અદી**—શું, તુજના અવતાર પર લ્યાનત પરી.

[એવામાં રૂશતમ આવે છે.]

**રૂશતમ**—મટલા ઓ બેશર્મ કુતરા (બોચીમાંથી પકડી) ફરીને તેં, આય નીર્દોષ બચ્ચાંને સતાવવાની કોશેષ કીધી, નહી વારૂં! જા અહીંથી એકદમ કાળુ કર નહી તો હવે નોકરી પરથી ધકકો મારીને બહાર કાઢશ.

**મટલો**—(જતો જતો અદીને) બચ્ચાજી એક વખત મટલાના હાથમાં આવ, પછી જો કે તને કેમ કરચલાં પેઠે કચરી લાખું! (રૂશતમને) રૂશ શેઠ, તમે આ ગુંઠણ જેટલા પોયરાને ભરી ના આપો. બાવાજીને એ ગમતું નથી.

**રૂશતમ**—ચુપ! બેઅદબ અહીથી કાળું કરેછ કે નહી!

**મટલો**—મારૂં શું જવાનું! વાર્યો નહી વરે તે હાર્યો વરે–(જાય છે.)

**રૂશતમ**—(અદીને મથાથી) કેમ દીકરા અદી તુને કંઇ અહી આવવું પડયું ! કાકીજી તો ખુશીમાં છેની!

**અદી**—(રડીને) હું ઇચ્છુછ કે તું મને વધુ નહી પુછે રૂશ. મારી છાતી ભરાઈ આવેછ. એક કંગાળ કર્મીનો નોકર અફસોસ આજે અમોને હજાર તીર તકોરાંથી વધાવી લેવા તમારા રાજમાં હાજર છે. ઓ ખુદા બેહતર કે અમોને મોત આપ કે અમારા મુરબ્બીના મોબારક ચરણ પાસ હમો હંમેશની શાંતીમાં પોઢીયે

**રૂશતમ**—(કોટી કરી પટાવતાં) મારા દીકરા એ બદમાશની આવી બુરી ચાલ માટે હું તારી માફી ચાહુંછ. જો, મનમાં કંઇજ બુરૂં લાવતો ના હં કે! લે આએ સોની નોટ–હું હમણાજ કાકીજી પર એ મોકલવાનો ઉતો તેટલાં સારૂં થયું કે તુંજ આયો એટલે હાથો હાથ અપાઇ ગઇ.

**અદી**—થેંકયું.

**રૂશતમ**—કેમ પછી તારી નોકરીનું શું થયું?

**અદી**—જમસુજી શેઠ ખટલુમામાને કહેતાતા કે પાનાચંદ કપુરચંદની પેઠીપર હાલતુર્ત તો રૂપીઆ પંદરના પગારે મારે માટે એવણે નોકરી શોધીછ. પાનાચંદ શેઠ તો સાફ કહેછ કે એ છોરો જો બી. એ. એમ. એ થઇને આવ્યો હોત તો એટલા બી નહી આપત.

**રૂશતમ**—ખરેખર આજે એડયુકેશનની કદરજ નથી. શીખેલાઓ શહેરે શહેર અને મોહલ્લે મોહલ્લે ભટકતા ફરેછ તેનું મુખ્ય કારણ તે આવા અકકલના સમુદર શેઠયાઓ છે. અગરજો બી. એ ને એમ. એની કીંમત રૂપીઆ દશ ને પંદરથી થતી હોય તો પછી એવી ડીગ્રીઓના પુછડાંઓ કરતાં હજુણ મજુરી ને લાખ હીસ્સે ભલાઇ છે.

**અદી**—વેલ તારે રજા છે રૂશી ડીઅર? મમાજી ખોટી થતાં હોશે.

**રૂશતમ**—સીધાર દીકરા, ટટા.

**અદી**—ટટા.

[બન્ને એક બીજાને મળી છુટા પડે છે.]

## અંક બીજો સીન બીજો.

---

જમસુ જાટલીમેનના ઘરનો એક ઓરડો.

[જમસુ ખુશ મીજાઝે ગાતો દાખલ થાય છે અસલાજી પાછળથી આવી છુપઈને મામલો તપાસે છે.]

### ગાયન.

જમસુ—

નામ મારૂં જમસુ જાટલીમેન,
મોટો હું સાહુકાર
મકદુર નહી કોઈ કાઢે નેણ,
હાથ મારે શેર બજાર,
કોઇ બોલે નહી કે ચાલે નહી કે કાઢે કંઇ ઉદ્દગાર.
આએ બેસું ટ્રામ કે ટ્રેન,
બધે ચાલી રહે ચકચાર.

### કોરસ.

આએ ચાલું છાતી કાઢીને, સ્વીટો ઓવરઇ જાય,
બસ પટલી જાડી જોઇને કલેજું ઠંડું થાય,
કોઇ ફાંકડું બગલું સાંધીને, તાજમહાલ ગ્રીન જવાય,
પછી ડીનર ડાન્સ સઉ લઈને, ઘેર હેર્યું લેવાય.

જમસુ—(ગાયન બાદ)

આજ તો વખત એવો કે ખોટનો વેપાર છે,
સાત ધંધાના થાઓ ધણી તો કામ તમારૂં પાર છે.

આજે કેટલા દહાડા થયા મગજમાં એવોજ વીચાર ઠસી બેઠોછ, કે રેસની સીઝન પુનામાં ચાલેછ તે જઈને રેસબી રમું, ને નાલ્લું જેવું ટીએટર હાઉસ બી ખોલું, કે જેથી ડબલ કમાણીના રસ્તા ખુલ્લા થાય. પણ એ ધાંધલની ધધુખરમાં એટલો તો ભુલકણો થઇ ગીયોછ કે કોઈ વખત

બુટને ઠેકાણે પાઘડી તો પાઘડીને ઠેકાણે બુટ પહેડી દેવા-યછ! એમ કાંય હોશે? કેમજે આજ કાલ સેવક લગનના બજારમાં છે.

વીસમી સદીમાં બાવા બઇરી પર આધાર છે.
આશીર્વાદ આજેજ છંટાવો કામ તમારૂં પાર છે.

[એક ગમથી મલકાતે જીગરે જમસુ વંજો માપે છે, બીજી ગમથી અસલાજી જાહેર થાય છે]

**અસલાજી**—કેઠો બુઢો મુવોછ ચીકીદારૂં! પાસે દલ્લોબી સારો છે ને વળી રેસનોબી શોકીન છે, તો લાવની જરા વેતરી તો લેઉ! અહીંબી બાવા નાહે ને તડકે તાપે તેવો હીસાબ છે, અને બેલીફો મારવાડીઓ ખીસામાં ડીકરીઓ લઇને ફરતા ફરેછ, એટલે જે બીલ્લુ ફસીયો તે સહી! એ ગામનો ચોર છે તો સેવક ઘંટી ચોર છે. (જમસુને સામેથી આવતો જોઇ) લેઓ કેડી મંગળ મુર્તી તો આવી ખરી! ચાલો એવણુની પુજા શરૂ કયેં. (મોટેથી બુમ પાડે છે.) અરે કોઇ ઘેરમાં મુવું જીવતું છે, કે બધાં અફીણ ખાઇને દફીણ પડયાંછ?

[જમસુ ગુસ્સામાં લાકડાંની ચીર લઇ દોડી આવે છે.]

**જમસુ**—કેમ બા કહાં છે ચોર! જીવ શાના કાઢોછ! હું તો એમજ સમજ્યો કે ઘેરમાં ચોર ભરાયો હોશે તેથી સુરતી દાંડીયો જાગોરે જાગોની બુમ પાડેછ.

**અસલાજી**—જરા ધીરે સાહેબ. મેં સમજયુંછ કે સાહેબનો ઈરાદો ઘેર કરવાનો છે.

**જમસુ**—હા એક બકીંગામ પેલેસ જેવું મોટું ને ધરખમ ઘેર કરવાનો વીચાર મેં મારા મગઝની સંદુકમાં રેજીસ્ટર કરાવ્યોછ

**અસલાજી**—યાઆઆને!

**જમસુ**—અરે આના બાવલીને કાંહ અસ્હન સારી અરેછ ગધેડા? અહીંજે, કોઇ સારી જેવી પોરી મળતી હોય તો રૂપીઆ બેશુમાર વેરવીખેર કરવા તમારો સેવક દીલોજાનથી તૈયાર છે.

**અસલાજી**—ઓહ્ઙ આઇસી! કેહું સાહેબનો નાતરૂં કરવાનો તાહરે વીચાર છે એમ કેની! ઘણીજ ખુશી ભરી બાબદ છે. તાહરે તો સમજીને ખુશી થાઓ કે સેવકબી પાયા વગરની ધરખમ કાજ કરનારી કુંપનીના એજંટ છે, અને જો તમો સાંહેબ અમારી કુંપનીનો આએ નાલ્લો જેવો ફારમ ભરી આપો તો આવતી કાલે સુરજ ઉઘવા પહેલાં તમે તમારી ભવીષ્યની ભાગ્યણ સાથે હમાજોર લઇ શકશો.

**જમસુ**—વેલડન દીકરા--આજ કાલ ધંધામાં મંડી થવાથીજ તમારા જેવા ભુખરી બારકસોની પરપોટા કુંપનીઓને છકકાં પડે તેમાં નવઇ નથી. આગળ ચલાવો, આગળ ચલાવો.

**અસલાજી**—તારે ફારમમાં અરજી નોંધાવો. સાહેબનું નામ?

**જમસુ**—મને ઓળખેછ સારૂ ગામ—મુંબઈ મારૂં છે મુકામ, જમસુ ચના પાપરી નામ, બોલો સાહેબ શું છે કામ?

**અસલાજી**—ઉમર શું?

**જમસુ**—ઉમર ફકત સાઠ પર પાંચ, આગળ ચલાવ દોસ્ત ફારમ વાંચ.

**અસલાજી**—ધંધો!

**જમસુ**—તારી પાઘડી મારે સર ને મારી પાઘડી તારે સર, સાચ્ચું કદી બોલવું નહી ને સચ્ચાઇથી કંઈ તોલવું નહી.

**અસલાજી**—વ્હા, આંધળો વેપાર છે. મકુજે કંઈ ઘરબાર છોકરાં!

**જમસુ**—ઘર કરવાનો વીચાર છે, અને બાર તો ખીસામાં ખણખણ હોય ત્યારે યાદ આવેછ. છોકરાંમાં તો હુંજ બાપુ, બીજાં છોકરાં કહાંથી લાઉં? મુદદલના ઘેરમાં વાખા ને પલાવ બીરયાન હું કહાંથી ખાઉં!

**અસલાજી**—વીમો ઉતરાવ્યોછ કે બા?

**જમસુ**—નવી બઈરી કરશું તારે થઇ રહેશે!

**અસલાજી**—કંઇ નોકર ચાકર!

**જમસુ**—અરે સવારનું પોહર પડે કે મારો ઓટલો હેલપાંટી કરનારાઓથી ભરાઇ જાયછ, પછી બીજા નોકરોની મને પરવાજ શું! મકુજે ઇબ્રાહીમ, કાસમ, જાફર, અબદુલ બધા કહાં મરી ગીયા!

**ઇબ્રાહીમ**—(અંદરથી) જી, સાબ, આયા, સાબ, બોલો જનાબ.
[આવે છે.]

**જમસુ**—મંગળ કહાં મરી ગીયો!

**ઇબ્રાહીમ**—જંગલમાં ઝાડ કાપવા.

**જમસુ**—જગલો કહાં મુવો!

**ઇબ્રાહીમ**—દગલો પહેરવા.

**જમસુ**—મોતી કહાં સુતો!

**ઇબ્રાહીમ**—રોતી ખાવા ગીયો.

**જમસુ**—અચ્છા, દો ચાહકા કપકી તૈયારી કરો.

**ઇબ્રાહીમ**—ચાહની ભુકી ખલાસ થઇ, ખાંડ બકરી ખાઇ ગઇ ને દુધ ગધેડી પી ગઇ સાબ.

**જમસુ**—અચ્છુ, મોટોર જોડવા કહે.

**ઇબ્રાહીમ**—મોટોરના પૈડાંને બોખાર આવેછ સાબ.

**જમસુ**—સોફર કહાં છે?

**ઇબ્રાહીમ**—સોફર એના ભઇ લોફરને મળવા ગીયો.

**જમસુ**—માફ કરજો સાહેબ, તમો આવ્યા તાહરે અહીં કોલેરા ફાટી નીકળ્યોછ તેથી બધી આપદાઓ શરૂ થઇછ. (ઇબ્રાહીમને) વારૂ જા. ટટુઓની ગાડી જોડાવ.

**ઇબ્રાહીમ**—બન્ને ટટ્ટુ બીમાર છે સાબ. એક લાત મારેછ તો બીજો કરડવા આવેછ. (બાજુમાં) ન કાણા તટ્ટુ ન અંધી ઘોડી, ઓર હુકમ કરતા હય કે તૈયાર કરા જોડી (જાય છે.)

**અસલાજી**—વારૂં કંઈ મીલકત હોટેલો.

**જમસુ**—મીલકત તો ઘણીબી છે પણ હાલમાં તે પર કુતરાં બીલાડાં અફડાયછ. હવે તો પુનામાં એક ટીફીન હાઉસ ખોલવાનો વીચાર છે.

**અસલાજી**—તારે તો તેના ઓરડર દાખલ પહેલે સેવકનું નામ નોંધી લેઓ સાહેબ, કેમજે હું પણ રેસનો બહુજ શોકીન હોવાથી આખી સીઝન પુનામાં કાઢુંછ.

**જમસુ**—થેંક્યું! વેરી થેંકયું!

**અસલાજી**—થીક છે સાહેબજી, તારે આવતી કાલે ચાંદરાત છે તે સારી ખબર સાથ મળી જવશ.

**જમસુ**—આવજો સાહેબ, જ્યારે આવો ત્યારે ચાંદરાતનો માવોબી સાથે લેતા આવજો, કે સગન કરવા કામ આવે.

**અસલાજી**—વેરી વેલ સર–સાહેબજી.

**ગાયન.**

**હવે રજા હું તમારી ચાહુંછ મહેરબાન,**
**હું શોધી લઇ આવશ ફાંકડી દીલજાન,**
**જો સાહેબનું લાગું હોય પનવામાં ધ્યાન,**
**તો લાયકની લાયક કરજો પીછાણ.**
**વેલ સાહેબજી, ગુડ બાઈ, માઈ સર!**
**ડાન્ટ કોલ મી એન ઓફ્રેનડર,**
**આઇલ ફાઇન્ડ યુ સ્યોરલી ટેન્ડર જેનડર,**
**ભરોસે રહેજો બસ મુજ પર.**

[એકટીગ કરી ગાતો જાય છે.]

**જમસુ**—[એકલો મનસે] ચાલો મુહુર્ત સારૂં છે. એતો આયગા તો આપસે ને જાયગા તો સગા બાપસે! બસ જે થાય તે ખરૂં, કાલનેકાલ તૈયારી કરી પુને ઉપડી જવાનું નક્કી કરૂં. (શીલ્લુને શાદ મારે છે) શીલ્લુ, ઓ મારી દીકરી શીલ્લુ, જરાક અહીં જોની તો મારી કલેજી?

**શીલ્લુ**—આવી બાવાજી, (આવે છે) કેમ બાવાજી શું કહોછ! હું સારીની કોર મારકેટથી લઇ આવી તે સારી સાથે મેચ કરી જોતીતી કેમજે પુનામાં બધું એરીસ્ટોક્રેટીક લોક તે જરા ડીસન્ટ પહેડવું તો જોઇએ ની!

**જમસુ**—અરે એ તારા વીલાયતી વ્હેંજા બાજુએ મુક. આપરે કીયા લખપતી પડયા જે એશકી મેશકી થઇને ફ્રર્યે! વેકીજા સવારની એક્ષપ્રેસમાં પુને જવાનું છે. જોતી નથી એ થર્ડ કલાસની ટીકીટબી તેથી તો લેતો આયોછ? બધા પેટી પેટારા પેક કરી નાખ, ને ગ્રાહકોના ભાંગેલાં ઘડીયાળોબી કોથમીર મરચાંના કરંડીયામાં બાંધી લે કે ગરમીમાં તેઓની સ્પ્રીન્ગ ધીલી નહી થાય.

**શીલ્લુ**—શું કરંડીયામાં ઘડીયાળ ભરૂં! માયરે આએ પારસીને કોણ સમજાવે! બાવાજી એ તમારૂં ઈંડાંનાં પોળા જેવું સજેશન અભડાઈએ સાંતો.

**જમસુ**—અરે વ્હારે મારી જંગબારી મેના–દળનારીની બેટી થઇને લાડ કરો છો શેના?

**શીલ્લુ**—માયરે! બાવાજીનું તો ધસી ગીયુંછ! પપાજી એમ જો તમો મને છેડશો તો હું પુનેથીબી ચાલી આવશ. મરેરે પુને જવાનું બરેરે! હું તો આએ ચાલી!

ગાયન.

**શીલ્લુ—જમસુ—**

બળયોરે મારો અવતાર માયો દીકરી શું કામની,
દીકરો થઇને આવતે તો રાખતે ખબર સારાં ગામની.
બાવા જુઓ તો કંજુસ પુરા, માય કાને હાથ દઇ ફ્રરે!
નોટોનાં બંડલ સુંધી સુંધીને તીજોરી મહી ભરે.

\+ + + + +

દીકરી જમાનો નથી તેં જોયો છોરો એ ફ્રીશ્યારી,
જેટલો ઇટરાટ તમે દેખાડશો તેટલું પડશે તમને ભારી.
ભવીષ્યનો કંઇ ખ્યાલ કરી લેઓ, વેઠવો છે સંસાર,
સાદાઇને જો વળગી રહેશો તો બેડા સમજજો પાર.

\+ + + + +

બાવા છોકરાઓ છોકરી આજે તો ફેશનેબલ માંગે,
કપાળ સુધી માથાબાનું બાંધ્યું તો ત્યાં શયતાન જાગે.
આપી દોલત જો ખુદાયજીએ તો કરો રૂડો ઉપયોગ,
ખાઈ ખવાડો ગરીબ લાચારને સફલ કરો સંજોગ.

\+ + + + +

અરે વાહરે આફ્રસફ્રીમ દીકરી મારી, કોણે ભંભેર્યા કાન,
શીખામણ બાપની માનીને ચાલો, છોરો હવે તોફાન.
જીમખાને જઈને બેટબોલ રમવામાં મોટી છે મોહસમોહકાણ!
રાંધી સીંધી લે આતષના આશીષ તેમાંજ શોભા તું માન.

[ગાયન બાદ શીલ્લુ જાય છે.]

**જમસુ**—(એકલો મનસે) નાદાન બચ્ચું છે. પનશે એટલે સુધરશે. દર ઈન ચે શક ! [ખટલુમામા આવે છે.]

**ખટલુમામા**—મુરબ્બી સાહેબ જમશેદજી શેઠ.

**જમસુ**—કેમ ખટલુબા કંઇ તમોને આજે અહિં વેર આવવું પડયું? મકુજે અદી તો પાનાચંદને તાંહ ઠરીઠામ થયોની!

**ખટલુમામા**—તમારી મહેરબાનીથી એ નોકરીએ ગોઠવાયો તો ખરો પણ ભલો મનીખ એનું આડરેસ નહી આપી ગીએલો તેથી કાગજ લખવાની બહુજ તકલીફ પડે, તેથી કહુજે જમસુજી પાહે જઈને ઠેકાણું લાઉં કે પોયરાંની કયાટ વાટે તો ખબર અંતર મળે.

**જમસુ**—લાવો તારે જે કાગજ કયાટ હોય તે મને આપો. હું કાલે પુને જવાનો છેઉ તે હાથો હાથ પહોંચતું કરશ. એનું પુનાનું ઠેકાણું પાનાચંદ કપુરચંદની પેઢી, સચ્ચા સટોળીયા સ્ટ્રીટ, ઈન કેમ્પ એન્ડ આઉટ ઓફ સીટી, પુના એમ લખશો તો કાગજ મળશે, પણ આજ કાલમાં મુંબઇમાં એની બદલી થશે, એટલે તમોને પછી તો હું ધારૂંછ કે રોજ મળવા આવશે.

**ખટલુમામા**—માફ કરજો બહુજ તસ્દી પડી. એની માયની તબીયત ઠીક નથી ચાલતી અને માનો જીવ એને મળવામાં ભરઈ રીહેલો તે થકી એને બે દીવસ મળવા માગે, કરીને બે બોલ લખવા પયડા.

**જમસુ**—બેફીકર રહો. હું તમારૂં કામ ચોકકસ કરશ. સાહેબજી આવજો બા. [જમસુ જાય છે.]

**ખટલુમામા**–ખદાય ભલાંનું ભલુંજ કરજે. ખરેખર ભલાંની ભલાઇજ કામ આવેછ. પૈહા તકા કોણના રહયા જે આપરા રહેવાના? પ્રભુ હઉની હરમ હાચવજે.

ગાયન.

જમાનો બદલાયો, જમાનો બદલાયો,
ચઢતી પછી સઉની પડતી તે લાયો.
ખાલી ખીસા સઉના થયા આવાર,
કીધો બુરો અવતાર, રડે જગ થઈ બેજાર.
હાય લાચાર, ગમખ્વાર, બન્યા સઉ યાર.—

શએર.

પરવર ગરીબી ના દેખાડતો કોઇને કદી.
લાખો દુખો ભલે પાડજે, મહેરથી ન તરસાવતો ઘડી.
બાપ તું કુલ જહાનનો, તુંહી પામરનો આધાર,
આશ તારી ફીરોઝગર, હરદમ કરે કીરતાર.

[ગાયન બાદ જાય છે.]

---

## અંક બીજો સીન ત્રીજો.

---o---

### પાનાચંદ કપુરચંદની પેઢી–પુના.

(ખાસ બનાવેલી બેઠક ઉપર ટેલીફોન નજરે પડે છે. એક બાજુએ ચોપડાઓ સહી કલમ વગેરે. એક કોરનરમાં તીજોરી તથા કેશબોકસ. પાનાચંદ મુછને આંકડા દેતો ગાતો આવે છે.)

**ગાયન.**

પાનાચંદ—

કરી આંક ને ફરકનો બાદશાહી વેપાર,
દલાલનો બન્યો સરદાર;
નાણાંની તંકશાળ ચાલે બેશુમાર,
હીમ્મતની કીંમત છે યાર.
શું શીખર સુધારાનું જુઓ દમામ,
ને દરીઆમાં ચાલે છે પાનાના વ્હાણ,
સઉ જોતાં નમી કરે છે સલામ,
હીમ્મતની કીંમત છે યાર.
હીમ્મતની કીંમત છે યાર સરદાર,
હીમ્મતની કીંમત છે યાર,
રામભરોસે જો ડોલ્યા તમામ,
તો દીકરાઓ વાગવાના બાર.

(ગાયન બાદ) બધી રામ ભરોશે વાત શે! રૂપીઆ પંદરનો કપાળ માંહે દહામ દેવા છતાં ઉઘરાણી લઈ મોડી રાત સુધી પેઢીપર છોકરો પાછો ફરે નહી એ વેપલો કેમ ચાલે બાપુ! બચારી એની ગરીબ માતાને મદદ થવા થકી ઓલો જમશુજી શાહુકાર આ પીડા મને ગળે ઓળવી ગયો, પણ આજ કાલ પંદર રૂપરડી મહી પારસી કલારક મળે છે કયાં! આજ તો શેંટો પાડી બાલપર લવંડર છાંટી નેકટાઈ કાલરમાં ઓલું બાટશમેન બાલર બની સૌને બેનીશટાન જવાનો શોખ રહે, પછે નોકરીની

કોણ પરવા કરે ભાઈ! પારસી ભાઇઓને એશકી થવા વીના ન ચાલે ને વાણ્યાને વ્યાજ વગર ન ચાલે? ઠીક છે, રાંડનાને રોજ અકેક રૂપયો દંડ કરતા જઇશું કે મહીને બે પાંચ બાકીના પગાર પેટે આપતાં ભારી ન પડે. (ટેલીફોન આવે છે.) હીલાવ! હીલાવ, કુરો નંબર હાય રે! અકરો હજાર તોપન! તુજો નાલો કુરો ભાઇ? ખેમજી ખટપટચી પેઢી! બજારચો કી રૂખ હાય! અસાંકે કાટનચો કી હીસાબ! હં બરોબર, અસાકે પાનસો ગાંસડી ખની વીયો! હં હીલાવ, અમેરીકાચો આંક કી હય? પીનજો ને પીનચોતેર—પાકે દબલીંગ ખેલ્યે—ઠીક સાહેબજી.

[ટેલીફોનનું રીસીવર મુકી ચોપડો જોવા બેસે છે, બીજી ગમથી જમસુ દાખલ થાય છે]

**જમસુ—**

પેઢીપર બેઠા છે શેઠયા ચોપડે વ્યાજનો ભાર છે,
વાણ્યાને જીતી ગીયા તો કામ તમારૂં પાર છે.
(જાહેર થઇ) કેમ પાનાચંદ શેઠ આવ્યે કે!

**પાનાચંદ**—આ આવો શેઠ આવો. કેમ જમસુ શેઠ મુંબઇની શી ખબર!

**જમસુ**—ખબર ખાટલે ને દોલત દરવાજે બા-પેલા પારસી કલાર્કની વાત કર! એ કહાં છે? બોલાવ એને જલ્દી!

**પાનાચંદ**—અરે તમારા પારશાઓથી હાથ જોડયા બાપા.

**જમસુ**—કેમ કેમ! વરી શું ઓછું પડયું?

**પાનાચંદ**—રોજ શવારના સાત વાગે કામ પર આવવું, ને રાતના અગીયાર પહેલાં ઘરે પહોંચી જવું એ અમને કેમ પાલવે?

**જમસુ**—એટલે તું શું એ નીર્દોષ બચ્ચાં પાસ પંદર રૂપરડીમાં ચોવીસ કલાક કામ લેવા માગેછ કે! અરે ચાલ ચાલ છોકરી, જહાનમ ગઇ તારી એવી નોકરી! કમબખ્તને મસાનકાંઠાનો ઉપરી બનાવ્યો હોય તો મુરડાં પાસેબી એવીજ વેઠ કરાવે મને ખાત્રી છે. અરે અમારા પારસી-

ઓને તાંહ તો તમારા જેવા કચકઇ લોહીચુસુઓ પળાયા જાયછ. દીકરા દોઆ માંગ કે પારસીના પગલાં તારી પેઢી પર છે.

પારસી તે પારૂશી કુદરત તેની બસ, યાર છે,
પારસીની સંગ સાંધી તો કામ તમારૂં પાર છે.

બોલ જવાબ દે. એ છોકરાને તારે રાખવો છે કે પાછો મારી સાથે મુંબઈ લઈ જાઉ? અહીં જો. એ આજથી રોજ સવાંરે દશ વાગે કામ પર આવશે ને સાંજે છ વાગે ચાલી જશે. છે કબુલ?

**પાનાચંદ**—ઠીક તમે ખુશી થાઓ. એને ઓફીસમહી મેનેજરી કરવા દેઓ. તમારા રાજ મહી અમો મહેનત કરશું પણ તમને કંઇ નારાજ કરાય. લેઓ મેનેજર સાહેબજ આવી લાગા. ઉઘરાણી લાવ્યો હોય તો ઠીક. થોભો હું એને આંહીંજ મોકલું છું, કામ પડે બોલાવજો, હો ભાઈ! હું બાજુની ઓરડી મહીં વકરો ગણી લઉં છું.

**જમસુ**—હા, વકરાને ગળે તોટે બાંધી બેસ.

[પાનાચંદ જાય છે, અદી આવે છે.]

**અદી**—કેમ સાહેબ કંઇ ગરીબનું કામ પડયું! અમારાં મમાજીની કંઇ ખબર મુરબ્બી!

**જમસુ**—તારી માયની તબીયત ઠીક ચાલતી નથી એમ મને મુંબઇથી ઉપડતી વેળાએ ખટલુમામાએ ઘેરે આવીને ખબર આપીતી, તથા એક તાહરે નામનું કાગજબી આપેલું છે તે હું મારી સાથે લાવેલો છેઉ!

[કાગજ આપે છે.]

**અદી**—મારાં માયજીનું કાગજ! (આંખ સાથ ચાંપી) ખુદા મારી હેતવંતી માવતરને મારે સર સદા સલામત રાખજે.

**જમસુ**—દીકરા એ કાગજ પછી વાંચજે, મારી સાથે બે વાત કરી લે. તુને ખબર છે કે તારા કાકાજી સોરાબજી દાદીશેઠને બોય સ્કાઉટોને ધાનસાક પાર્ટી મુફત આપવા થકી સર નાઇટનો ખેતાબ બક્ષવામાં આવ્યોછ.

**અદી**—હોશે! તેમાં અમોને શું લાભ સાહેબ! આજે તો ચાઈ ચાઈવાળાંઓજ ફુલે ફુંજાયછ. ખરાંની પરીક્ષા કહાં છે? હમેશાં મોતીજ પાણીમાં ડુબી મરેછ, જહારે ઘાસના તણખાં પાણીની સપાટી પર તરી નીકળેછ. જરના જોરે તો બુરા બદમાશોની આ જુઠ્ઠી જહાનમાં ફાવત થાયછ સાહેબ.

**જમસુ**—શાબાસ દીકરા, ઘણુંજ ડાહયો બોલ્યો. મારીબી તુને એવીજ સલાહ છે કે સદા એવોજ નેક, ઇમાનદાર અને જરથોસ્તીના નામને શોભાવનાર અશોઇ અને રાસ્તીનો તલબગાર રહેજે. મેં તારા શેઠને તારા થકી ખુબ ચપટાં આપેલાં છે, ને હવે તે તારૂં ટાઇમટેબલ ફેરવીને સવારના દશથી છ સુધીજ તુને નોકરીએ બોલાવશે.

**અદી**—તમો સાહેબની અમો દુખીયાંઓ પ્રત્યેની એવી રહેમદીલી માટે હું મારી કમનસીબ માતા તર્ફથી તમારો અહેસાન માનું છ.

**જમસુ**—ચાલ, સાહેબજી દીકરા. [જમસુ જાય છે]

**અદી**—(જમસુના જવા પછીથી મનસે) નોકરીએ રહેવા પછીનું માયજીનું પહેલું કાગજ! જીવ થોભ, વ્હાલી માવતરનો પેગામ શાંત મને વાંચી તો લે.

[કાગજ વાંચે છે.]

"મારા વ્હાલા દીકરા અદી,
મારી તબીયત ઠીક ચાલતી નથી, અને તુને જોવામાં મારો જીવ લાગી રહયોછ. કાગજ મળતાં માયને મળવા જલ્દી આવજે. મારા દીકરા કહારે તું આવે કે તુંને મળું!
લી० તારી કમનસીબ માતા
મહેરબાઇ."

(કાગજ વાંચી વીચારમાં ભવાં ચઢાવી) માયજી જહારે મને બોલાવેછ તાહરે કંઇબી ગંભીર બાબદ હોવી જોઈએ. ઓ ખુદા મારી માવતરને એક ગરીબ બચ્ચાંને સરસલામત રાખજે.

[રડતો રડતો કાગજ તર્ફ તગર તગર જુએ છે, પાનાચંદ દાખલ થાય છે. અદી રડતી હાલતેજ તેની પાસ ગુંઠણ પર પડી આજેજી કરે છે.]

પાનાચંદ શેઠ, મારાં માયજીનું કાગજ મળ્યુંછ. તેવણ બીમાર છે, ને મને બોલાવેછ. ખુદા ખાતર મને બે પગાર આંગપર આપો કે હું મારા માયજીની દવા કરી તેવણને સાજાં કરૂં. હું રાત અને દીવસ તમારી નોકરી કરી એ કર્જ ફીટાડી આપશ. ગરીબની તર્ફ જુઓ સાહેબ--મારાં માયજીને મરતાં બચાવાનું પુન માથે લેઓ!

**પાનાચંદ**—પુન અને પાપ વાણ્યાની પેઢીએ કેવું હોય મુર્ખા? આજ તને બે પગાર આંગપર આપું ને કાલ તું ભાગી જાય તો તને કીયા શોનાપોર મહી મારે શોધવા જવું! જા તારૂં કાળું કર. મને એવો પારસી કલારક બસ નાજ જોઇએ.

**અદી**—અરેરે સાહેબ ગરીબપર દયા કરો. એટલો બધો સીતમ ના કરો. અમારી દોઆથી ખુદા તમોને ઘણુંબી આપશેં. મુફલેસો પર જુલમ ના કરો.

**પાનાચંદ**—હાલ તો ફુટી પાઇ એ નહી આપું! આપણે કેમ જાણ્યે કે તારી માતા મરવા સુતી છે? કાં નહી તું રેસ કે સત્તો પન્જો કરવા માંગતો હોય. જા, જે વેળાએ તારી માતા મરી જાય ને નુસપેપરની મરતુકની તીપમાં તેનું નામ આવે તે વેળાએ મને પોસ્ટ કાર્ડ લખજે. હું ધર્માદાનો સર્વ ખરચો આપીશ. (જાય છે)

**અદી**—(પાનાચંદના જવા બાદ) નાતર્સ પાતકી પાપી પલીદ! મારી ઈમાનદારી ને વફાદારીનો આએ બદલો! ઓ ખુદા હું કેવો કમનસીબ કે મારી માતાના ગળગળતાં ગળાં

મહી એક છેલ્લુ દવાનું ટીપું નાખવા જેટલા પણ મારી પાસે પૈસા નથી. (કેશબોકસ જોઇ) બસ જે થાય તે ખરૂં, એ કંજુસની તીજોરી તોડું, યા તો કે આ ખઝાનો ધરાવતા લોખંડી બાકસનું સર ફોડું. જીગર મને રજા બક્ષ, મને ના હીમ્મત નહી. બનાવ. મારી મરતી માતા માટે ખુદા તર્ફથી બધું એ માફ છે. પણ સબર (વીચાર કરી) નહી કોઇ કાલે નહી, એવી ચોરીના પૈસાથી હું મારી માતાને કદીબી સુખી કરનાર નથી. ઓ મારી જાનથીબી જ્યાદા વ્હાલી માવતર, (કાગજને કીસ લઇ) તુને મરતી વખતે આય પાપથી ખરદાયલી સુરતે તારો બેટો મળવા ખાએશમંદ નથી. (કેશ બોકસ તર્ફ ધીકકારથી જોઈ) ઓ પાપી પૈસાથી છલાછલ થતી પાપની મટકી, જા, તું કોઈ કંજુસની સંગ સાંધ. મને તારી પાપી સુરત ઉપર નઝર કરવીબી હરામ છે. દુનીયા કોઈ ચીઝથી ખાલી નથી, પણ મારી વ્હાલી માવંતર તારા વગર તો અહીની દુનીયા સદાની ખાલી છે.

[અફસોસ કરતો જમીન પર પડે છે,
ધીમાં મ્યુઝીક વચ્ચે સીન કવર થાય છે.]

---

## અંક બીજો સીન ચોથો.

"ગુલમોહરની" લાઇબ્રેરી.

[રૂશતમ પોતાના બાપની રીતભાત ઉપર અફ્સોસ કરતો દાખલ થાય છે. સોહલીબાવા પાછળથી છુપઇને રૂશતમની વાત સમજે છે.]

**ગાયન.**

**રૂશતમ—**

જન્મી જરથોસતી દીનમાં સઉ સાથ તમો ભલાઇ કરો,
મારી થોકર છલ કપટને, સંતોષી સુખી રહેજો.
રહી નેક સદા, રાખી ટેક સદા જરથોસ્તીઓ દુખીયાંને મદદ કરો,
ખરે નામી બનો, સખી ઠરો, ન કોઈ વાતે ડરો.
ફીરોજગર એજ દોઆ ચાહે, જય તારો જરથોસ્તી દીન.

**રૂશતમ—**(ગાયન બાદ) ગરીબ બીચારાં કાકીજીને નીચવી નાખી, પોતાનું પેટ પરાયા માલથી ભરવામાં બાવાજીને શું લાભ થતો હોશે તે તો કીરતાર જાણે! ઓ પૈસાના લોભી ઇનસાનો, ગરીબોને લુટી મેળવેલી દોલત તમો સાથે લઇ જનાર નથી એમ જ્હારે તમે જાણોછ, તો પછી ભલાઇ અને નેકી કરતાં તમો કાંય અચકાતા હોશો?

જર રહે ન જોબન રહે, ન રહે ગામ કે ઠામ,
આ જુઠ્ઠી જગમાં જશ રહે, જો કર્યું હોય નેક કામ.
નડતર નાખે જે કોઈ પરમારથને કામ,
અંતે તેનો ફેજ છે દોજખનું મુકામ.

[એવામાં સોહલીબાવા ગુસ્સામાં જાહેર થાય છે.]

**સોહલીબાવા—**મ્હારે કાકીની કદરના કટકા! પહેલે દાંત કે પહેલે જીભ! બાપ કરતાં તું હુશ્યાર આયો કે તારી શીખામણ પ્રમાણે ચાલું! એ આજ કાલના આએ શીખેલા સક્કર ગંદેરીઓ શું લઈ બેઠા!

**રૂશતમ**—બાવાજી અહિં હુસ્યારીની વાતજ નથી. અલબતાં તમો મુરબ્બી છેઓ, મારાં કરતાં વધુ ઠડેલ અને અનુભવી છેઓ હું કબુલુંછ, છતાં એમ નથી થડતું કે બુજોર્ગો અને બુઢાઓ ભુલ નહી કરી શકે! નાદાનની શીખામણ હરેક પ્રસંગે હસી કાઢવા જેવી હોતી નથી.

ખાકમાં ગર જર મળે તો જરનો ઉપયોગ કરો,
ઝહેરમાં સાકર જુઓ તો સાકરનો ઉપયોગ કરો.
ના કરો લીલાંઉ દીયાનતનું, અક્કલનો ઉપયોગ કરો,
નાદાનમાં ગર હુન્નર હોય તો હુન્નરનો ઉપયોગ કરો.
ભુલ હરેક ઇનસાન કરે છે, ભુલનો ભોગ ઇનસાનછે,
ભુલ કરીને ના કહે તે દગાબાઝ શયતાનછે.

**સોહલીબાવા**—વારૂં ચાલ તું ખુશી થા દીકરા, આવતે મહિનેથી એ લોકોને પચાસને બદલે દર મહીને રૂપીઆ સોનો દરમાયો આપશું—હવે કંઇ છે?

**રૂશતમ**—એવા પચાસ રૂપરડીના વધારાથી કંઈ કાકીજીનું કલ્યાણ થવાનું નથી પપા.

**સોહલીબાવા**—પચાસ રૂપીઆ! મારા બાપરે! પચાસ રૂપીઆનો સંગીન વધારો શું ઓછો પડયો! અરે બેવકુફ, આએ કલજુગમાં પચાસ તો હાથીનો પગ કહેવાય. જાતો વારૂં, મટલાને જરા મારી આગલ મોકલી આપ.

**રૂશતમ**—બાવાજી વરી એ ચંડાલનું નામ દીધું! એ નીમકહરામ કુતરોજ તમારા કાનો ભંભેરી તમોને આડે રસ્તે દોરવવાની કોશેશ કરેછ.

**સોહલીબાવા**—વારૂં રે વારૂં, તું હમણા તો એને મોકલ. [રૂશતમ જાયં છે.] શું કરૂં! આખર કરે તો પેટનો કાદવ પડયો! મારો એકલો રોશન ચેરાગ, મારી દુનીયા, મારૂં બહેસ્ત જે કહો તે એજ મારો દીકરો

છે, તો પછી પેટ પર છરી ફેરવીનેબી એને રાજી રાખવો પડેછ. (એવામાં મટલો આવે છે.) અહિં આવ મટલા, પેલી દાદીબાના લગનની સરટીફીકેટનું શું કીધુ? નીકાલ કરી નાખ્યો કે નહિ!

**મટલો**—અરે તે તો મેં ગોદરાંની ખોલ મહિ સીવી લીધેલી હેઠ, હુઉવે! કેમ તેનું આજે કંઈ કામ પડયું?

**સોહલીબાવા**—બસ તેનો આજેજ રસ્તો થવો જોઇએ, નહિતો થુવરનો કાંટો માર્ગમાં જરૂર નડશે.

**મેટલો**—અરે ફીકર ના કરો મારા બાપા આએ આંખના પલકારામાં સફાચટ મેદાન કરી લાખું.

**સોહલીબાવા**—જોઉંછ તો, તારે હુશ્યારી રાખજે બચ્ચા (જાય છે)

**મટલો**—[મનસે] આએ મરતે જતે દીવસે શેઠ કાળાં ધોળાં કરાવે તેજોયું કે! (જમસુ આવી છુપાઇને સમજે છે) પણ આજે સોહલીબાવા જે પારકે પૈસે મોજ મારે તે બધા મારાજ પરતાપ જો ભાઈ! પણ તેમાં આપરૂં શું વળ્યું! આહીંતો નફામાં કાંદા પપેટા છોલતાજ રહી ગીયા! (સરટીફીકેટ ગજવામાંથી કાઢી) આ રહ્યું સાટીફીટીનું ચીથડું! હેઠ જાણે કે મટલો હાચ્ચું બોલે, પણ અહિં તો મટલો એને ટોટે બાંધીને ફરતો ફરે તેની કોણને ફામ છે? જરીક તલ મહી તસુ ઓછું પચરૂં કે જોઇ લેઓ, સોહલીબાવાનો દમ્ઓ આએ ચીથડાંથી કેમ ઉડેછ!

[સરટીફીકેટ ખીસામાં સાંટે છે, જમસુ બાજુમાંથી રાહગાટ જોઇ જાહેર થાય છે.]

**જમસુ**—હકદારનો હક પચાવા આએ બધી તકરાર છે,
આવ્યો જો હાથ શીકાર તો કામ તમારૂં પાર છે.

ચાલો તાલ લગાડીને સરટીફીકેટ ઓકાવ્યે. (ખોટો ગભરાટ કરીને) મટલા દોડતો દીકરા વ્હેલો, સોહલી

બાવા બેસુદ્ધ થઇને ખુરશી પરથી જમીન પર પડી ગીયા, અને નો હોપ્સ જેવી વાત છે. હુંબી એવણુને મલવા આવેલો ઉતો તેટલાં દોડાદોડ જોઇને તુને અહિં બોલાવા આયો !

**મટલો**—શું બોલો જમસુ શેઠ ! સોહલીબાવા બેસુદ્ધ કેમ થઇ ગીયા ! હાયરે મારા બાપ, મટલા તારૂં આવી બન્યુંરે. (રડે છે.)

**જમસુ**—ગભરાના મટલા, પહેલે તાંહા દોડીજા, જેબી કંઈ તારા હાથમાં હોય તે મને આપીને બેલાશક જા, કેમ જે એવી દોડધામમાં વખત છે પોલીસ કોનસટેબલ કે સીપાઇઓ એકઠા થાય તો હાથમાં કાગજ પતર જોઇને શક પરથી તને પકડી લઈ જાય, ને તું ગરીબ માણસ હેરાન થાય. હું તો તારા ભલાં થકી કહુંછ બા.

**મટલો**—બરોબર છે જમસુ શેઠ. લેઓ તારે આએ દાદીશેઠના લગનની સાટીફીટી છે જે જરા હાચવી રાખજો, હું ઓય આયવો હંકે ! જોજો તમારે ભરોસે હંકે !

**જમસુ**—અરે કંઈ નહીરે મારા દીકરા તું જા રામ ભરોસે ! હું એને મારી બકરી કરતાં પણ વધારે સંભાળથી સાચવશ.

**મટલો**—તારે હું ઓય આયવો હંકે (જાય છે.)

**જમસુ**—(તેની તર્ફ ગુસ્સાથી જોતો) બદમાશ મુજી નીમકહરામ, એક નીરાધારા વીધવા અને તેના ગુલાબ બચ્ચાંના હકપર ત્રાપ મારવાની આ કીસમની કરસેવજીમાં તમો કુદી તો રહયાછ, પણ યાદ રાખજો આએ જમસુ તો તમોને જમની માફક વળગશે.

હકદારનો હક પચાવી થશો તમ ખુઆર,
કાળું મોહું લઇ જશો ખુદાને દરબાર.

(જાય છે,)

## અંક બીજો સીન પાંચમો.

---

મહેરબાઇમાયનું મકાન–વેસાવા.

(એક પાસેની તેબલ ઉપર મીનબતી રોશન છે. બે ત્રણ ખુરશીઓ, વાસણો પાણીનું માટલું, વગેરે નજરે પડે છે એક કોચ ઉપર મહેરબાઈ સુતેલાં છે પાસે ખટલુમામા શોકાતુર બેઠેલા છે)

ગાયન.

ખટલુમામા—

લાવ્યા લખાવી લેખ જે, કેમ આજ ફેરવી શકાય?
કર્યું હોય મંઝુર દાદારે, ત્યાં તમારો શું ઉપાય?
છે કસોટી દુખોમાં, સુખ સાગરમાં નથી,
કહાં કરો બદનામ નસીબને, ફેંકયો તીર આભ ન જાય,
શ્રીમંતોની શ્રીમંતાઇ, ખયરાતમાં દેખાઇ છે,
રંક સદા રહેવાનો રંક નહીં, રાય કાયમનો નહી કહેવાય.

(ગાયન બાદ) ખદાયજી મારી બાઇને જલ્દીથી સાજી કરજે. કોઇને ખાતર નહી તો એના ગુલ ગુલાબ દીકરાને ખાતર એને બચાવજે બાપ. ઓ પરવરદીગાર (મહેરબાઇ તર્ફ જોઈ રડતી આંખે) આ દેખાવ હું કેમ મારી બુઢી આંખોએ જોઇ શકું? કેવો મારો ફરેસ્તો ખાટલી પર મોતને જીંદગી વચ્ચે ડચકાં ભરે!

**મહેરબાઈ**—મામાજી મામાજી. (અચકીને બોલે છે.)

**ખટલુમામા**—(આગળ દોડી જઇ) મારી મા કરૂરે! હું કીહો મા! મામાજીને કહાં દાળ દોઢીમાં નાખે દીકરી. તુંજ વ્હેલી વ્હેલી હાજી થઇને બીછાનેથી બધું પખોરીને ઉઠ કે આ બુઢાના જીવને નીરાંત.

**મહેરબાઇ**—ખટલુમામા હું હવે સાજી થવસ એમ મને લાગતું નથી. હું થોડા કલાકની આ દુનીયામાં મહેમાન છેઉ. મારો દીકરો અદી કહાં છે? ઓહ એને કોઇ બોલાવો. હું એને મળવા વગર કેમ મરી જાઉં? મને કોઇ એનાસે મેળવો. મારી આંખના તારાને મારી નઝદીક જલ્દી લાઓ, કે એને પેટમાં ચાંપીને જીવ આપી જાઉં.

**ખટલુમામા**—ધીરી પર મા, પુનાની ગાડી આવવાનો ટેમ થયો. ઓય આવતો હોશે. બચ્ચું છે, થેસનથી ઇક્કા આવતાં વખત તો લાગેજ તો મા. [એવામાં રૂશતમ આવે છે.]

**રૂશતમ**—(ગભરાટમાં) કેમ ખટલુમામા, કાકીજીને શું છે? (કાકી આગળ જઇ) ઓ ખુદા હું શું જોઉછ? કાકીજી ડચકાં ખાએછ. એવણનો દમ ગુંગળાયછ. અફસોસ, કમબખ્ત બાવાજીને બધું ઉંધુંજ સુજેછ. અરે ખુદા, પપાનીજ મોહકાણે બચારાં નીર્દોષ કાકીજી આજે અજલને શરણ થાયછ. ગરીબ બીચારો અદી! ઓ ખુદા એનું શું થશે!

**મહેરબાઈ**—રૂશતમ-રૂશ. મારી આગળ આવ. મારો દમ ગુંગળાયછ. દીકરા હું મરૂંછ. મારા અદીને તું જોજે. એનું પાંખરૂં આજથી મેં તુને સોંપ્યુછ. એની માવજત તું લેજે. મારા એકપુરા ચેરાગને રવડાવતોના. એનો ગુનાહ તારે સર રહેશે. મરતી કાકીએ આપેલી ફર્જ પાળજે. ખટલુમામા મારા દીકરાને જોજો. હું જાઉછ. દીકરા અદીને મળવાની ઉમેદ સાથે જાઉંછ. અદી, મારા અદી--કમનસીબ અ--દી. (મરે છે.)

**રૂશતમ**—ઓ ખુદા આએ શું થઈ ગયું? કાકીજી, આએ શું ગજબ! અફસોસ અમારૂં કીસમત ફુટયું. (રડે છે)

**ખટલુમામા**—બાઈ મારા અશો ફરેશ્તો બાઈ, તમારો મરવાનો વખત નહી ઉતો જો. અમે રવડી મુવાં જો.

[બેજાર રડે છે, સોહલીબાવા આવે છે]

**સોહલીબાવા**—એ બધી ગડબડ શું છે! રૂશ તુ કાંય રડેછ. (બાજુમાં) અફસોસ, કેઠી બાઈ બચારીનો રૂપીઓ ખોટો લાગેછ.

**ખટલુમામા**—આંખ ફોડીને જુઓ કે તમારીજ મોહકાણે આએ નીર્દોષ જીવ આજે જુમઈ ગીયોછ!

**રૂશતમ**—બાવાજી ખચ્ચીતજ તમે કાકીજી તર્ફ બેહદ ઘાટકી થયા તેનુંજ આએ દુખદ પરીણામ છે. ઓ હજીબી બેટા અદ્દી તર્ફ તમારી ફર્જ અદા કરો. મર્હુમ કાકીજીના આત્માને શાંતી મળે તેવી વળણ અખત્યાર કરો.

**સોહલીબાવા**—તેનું થઇ રહેશે.

[ફરીને ભવાં ચઢાવી ઉભો રહે છે. બીજી ગમથી અદ્દી બીછાના ને બેગ સાથે દાખલ થાય છે અને બધાંને રડતાં જોઇ ગભરાઇ જાય છે.]

**અદ્દી**—કેમ બધાં ગમગીન! મારાં મમા કહાં છે! મામાજી બોલોની? રડોછ કાંય! શું મમાજી ગુજર્યા! ઓ ખુદા (મહેરબાઇ પાસે દોડી જઈ તેણીના દીલ પાસ રડતી આંખે ગુંઠણ પર પડી) માયજી, મારાં સુખોના સરતાજ, અંતે તું મુજથી રૂશઇ ચાલી ગઈ! અરેરે એક વધારાની ઘડીબી આએ તારા કમનસીબ બેટાને મળવા થકી તું થોભી નહી! હાય, જાલેમ મોત, શું તુંને કોઇ બીજો શીકાર નહી મળ્યો કે તું મારી માવતરને તારી પાંખમાં દબાવી ચાલતું થયું. પ્યારી માતા, જાનો જીગરના કરાર માતા—તું કહાં ગઇ! હાય—

થઇ ચુકું, બસ ગઇ ઉડી, માતા મુજ પ્યારી ગોડથી,
છતર પડયું થઈ ખાક, જુઓ કીસમતના નખોદથી.
આપજે પ્યારી માતાને દાદગર તું બ્હેશ્ત મુકામ,
શાંતી તેના રૂહને મળજો આ મારી મીઠી સલામ.

[અદ્દી માતાની છાતી પર માથું નાખી બેહાલ રડે છે. સોહલીબાવા ડોળા ચઢાવી મામલો જોતો ઉભો રહે છે. રૂશતમ અદ્દીને સમજાવી શાંત થવા કહેછે. ખટલુમામા બીછાના પાસે રડતા ઉભા રહે છે. ધીમાં મ્યુઝીક વચ્ચે ડ્રોપ પડે છે, ટેબલો]

# અંક ત્રીજો દીખાવ પહેલો.

"ધી રેડજેકેટ" કુરલા.

(સર સોહરાબજીના ફેશનેબલ જુગારખાનાનો બ્હારનો દરવાજો. મટલો બ્હાર હારડી ફેરવતો જણાય છે. અંદરથી જુગારીઓનો ગાવાનો અવાઝ સંભળાય છે.)

## કોરસ.

બનવું હોય અમીર, ખેલો યારો જુગાર,
હોય અગર જો મુફલીસ, બનો આજ પૈસાદાર.
નોકરી નફટ છે, જુગાર સમ નહી વેપાર,
ફેંકો પાસા રાખી આસા, બેડો છે આખીર પાર.

**મટલો**—(મનસે બડબડતાં) બેડો પાર તો થતો રહયો પણ તમો બધા હાર થવાના.

[મટલો મનસે બડબડે છે એવામાં સોરાબજી આવ છે.]

**સોહલીબાવા**—વ્હા! જુગાર, જુગાર, દુનીયામાં તારોજ જય છે. બચારા કંચકંઇ લખપતીઓએ પોતાના બાપ બપાવાની દોલત અહીં નાહી નાખીછ છતાં તેઓને શું વ્હેજાં લાગાંછ કે આએ દોજખખાનું પુજવા વગર ચાલતુંજ નથી.

**મટલો**—કહાંથી ચાલે! જીવનેજ પુછો! એતો એમજ તો!! તમે ભાઈની દોલત ઉડાવો તો પછી બીજાઓ બાપદાદાનો વારસો કાંય નહીં ફુકી મારે?

[સોહલીબાવા દરવાજો ઉઘાડી અંદર જાય છે, બીજી ગમથી ખખડાટનો અવાઝ સંભળાય છે. મટલો ચોંકે છે]

(ઈન્સપેકટરને દુરથી આવતો જોઇ) મોહકાણના સમાચાર! કેઠા છુપી પોલીસના પગલાં અહીં વેર લંબાયાં ખરાં? ચાલ દીકરા મટલા, જરા જોરથી હારડી ફેરવવા માંડ કે ઈન્સપેકટરબી અહીંથી ખણી વંજે લે!

[હારડી ફેરવે છે, ઈન્સ્પેક્ટર જારડીન ભપકામાં આવી શક ઉપરથી આજુબાજુ તપાસરૂપી નઝર નાખે છે.

**ઇન્સપેકટર**—એ કીસકા મકાન હય! ઇધર કોણ રહેતા હય?

**મટલો**—અરે સાહેબ એતો દાદીશેઠકા હવા ખાનેકા મકાન હય, પણ અંદર જરા અમારા પાદરી લોકકા કીરયાકામ ચલતા હય ઈસકે વાસતે દરવાજા બંધ રખા હય. યથા તારી મદદ! શેકશતે શેકશતે સેતાન.

(હારડી જોરથી ફેરવી તચાકડી ફોડેછે.)

**ઇન્સપેકટર**—અયસા! ઓલરાઇટ! થેંક્યું. (હસીને જાય છે.)

**મટલો**—ચાલો પાપ પત્યું (દરવાજા તરફ ફરી] લક્ષ્મીને નમન. લાઈન કીલીઅર.

(દરવાજો ઉઘડે છે, શણગારેલાં દીવાનખાનામાં જુગારખાનાનો દેખાવ નઝરે પડે છે. ભભુકદાર રોશનીમાં જુગારીઓ તેબલ ઉપર ઓલી ફેંકવામાં ચક્ચુર છે. પાના, પાસા, અને નોટોના બંડલોનો ઢગ જણાય છે, જુગારીઓ ઓળી ફેંકતા ગાય છે.)

**મેમ્બરો**—

**ગાયન**

રંગ કરો આઓ જુઠઠી દુનીયામાં ખેલી જુગાર,
જીત્યા તો બેડો પાર નહી તો બસ સમજો કે હાર,
બ્હેશ્ત દોજખ કોણે જોયું છે છોરો યારો ખ્યાલ.
આજ કરો રમત દીકરાઓ કોણે દીઠી છે કાલ?

**કોરસ.**

બનવું હોય અમીર, ખેલો યારો જુગાર,
હોય અગર જો મુફલેસ, બનો આજ પૈસાદાર.
નોકરી નફટ છે, જુગાર સમ નહી વેપાર,
ફેંકો પાસા રાખી આશા બેડો છે આપરો પાર.

**જીમી**—[ગાયન પુરૂ થતાં હાથમાં પાસા લઇ ટેબલ પર ફેંકવા પહેલાં]

રકે રોકડયા, હસે ઉધાર્યા એવો એ આળા જુગાર છે,
ઘડીમાં ધનવાન, કદી ભીખારી, હાથી દાંતનો વેપાર છે.
નીશાન જો લાગી, પાસો તમારો સમજો કે હરદમ પોબાર છે,
હાર્યો જુગારી બમણું ખેલે છે જુગારથીજ સઉ જરદાર છે.

**દોલો**—ચાલ ફેંકી દે. એમ ઘણો વાર હાથમાં પાસા રાખ્યે તો પાસા ફળે નહી. બસ બધા ચુપ થઇ જાઓ. બાજી રંગ પર આવીછ.

**જીમી**—જોઓ હું ફેંકુછ! નાઉ કવાએટ! (પાસા ફેંકતાં બાજી વીરૂધ જાય છે.) અફસોસ, બાજી ગઈ, હું હાર્યો, હાય!

**પોલ**—અમથું હાર્યો કહીને બેસી રહેવાનું નથી. લાવ ખીસો ખાલી કરી લેવા દે, હેન્ડસ! અપ! લેઓ સોહરાબજી શેઠ, આએ તમારી સેન્ડ.

**જીમી**—હા જુગાર, જુગાર, પાપીઓનું પરેસતાન, નીર્દોષ બોકરાંઓને કુસલાવી રહેંસવાનું કસાઈખાનું, તારૂં સત્યાનાશ હોજો. એ જુગારના દેવને પંપાળનાર, સાધુના સાહ્યામાં શયતાનો, તમારો અંજામ મારેથીબી બુરો છે.

કર્તુક કાળાં કરીને ઓધણી ઓધો મુફેદબી તમે હજાર,
કાળાશ છુપાશે માનસો હરગીઝ નહી, રહેશે તમારો તેવોજ અવતાર.
કુદરતનો કાયદો સમજો અચુક છે, કરીને જુઓ કહે છે કીરતાર,
બન્ને બાજુથી કાપી શકે છે એવી કટારી છે આ જુગાર.

**સોહલોબાવા**—જાઓ, બાજુના ઓરડામાં જઈ માંગતુ લેહણું ચુકતે કરો. હું તેટલાં મારો હીસાબ ગણી નાખું.

[બધાઓ ફરીને "બનવું હોય અમીર વાળો કોરસ ગાતા વીદાય થાય છે.]

(એકલો મનસે) આજનો દહાડો ખરેજ બરકતી છે. નહી તોબી પાંચ હજારની સેન્ડ આવી હોશે. જરાક ગણી તો લેઉં. [સોહલીબાવા પઈસા ગણવામાં રોકાય છે, મટલો આવી છુપકીથી રાહઘાટ જોઇ વીચારમાં પડે છે.]

**મટલો**—મારા બાપરે! બે કલાકમાં એટલા બધા રૂપીઆ! લાવની, બધા બાજુના ઓરડામાં ફાંફાં મારે તેટલાં એનોજ કાંટો કાઢી લાખવાનો રસ્તો શોધું કે મારે હાથ એ મુંડી આવે! [ગજવામાંથી નાની બાટલી કાઢી] આએજ કલારાફોમના બે ટીપાં રૂમાલ પર છાંટી લાયખાં કે બુઢો બેફામીમાં આવી જશે, ને જો તેમ થયું તો આએ અવેજ દાબો હાથ કરી જતાં વાર શું લાગવાનો! [બાટલી માંથી બે ટીપાં રૂમાલ ઉપર છાંટે છે અને સફાઈથી રૂમાલ પાછો ગજવામાં મુકી દેછે.]

**સોહલીબાવા**—મટલા જરા મારા ગજવામાંથી રૂમાલ આપતો!

**મટલો**—વારૂં મુરબ્બી, (રૂમાલ આપવા જતાં બાજુમાં) રૂમાલનો છેરો નાકે લાગો કે બોય બેફામી આવશે. લેઓ સાહેબ આએ તમારો રૂમાલ.

**સોહલીબાવા**—રૂમાલે મોહું લુછવા જતાં જીવ ફરી આવે છે.) ઓહ ઓહ ઓહ ખુદા. મારો જીવ ફરેછ.

(તેબલપર ઝોંક ખાઈને ડોકી નાખે છે.)

**મટલો**—અરે મારા બાપને શું થયું રે! હાય, કોઈ આવોરે!

(બગલો ભગટ બની જુઠઠા ઢોંગ કરી નોટનું બંડલ ગજવામાં ઠેસવી બુમ પાડે છે. જુગારીઓ દોડી આવે છે.)

**જુગારીઓ**—કેમ કેમ શું છે! શું થયું?

(બધા દધાયલે ચહેરે સોહલીબાવાની આસપાસ ઉભા રહે છે, મટલો રડવાના ઢોંગ કરી સોહલીબાવાના પગ પાસે બેસીને પગ ચાંપવા માંડે છે, ધીમા મ્યુઝીક વચ્ચે સીન કવર થાય છે, ટેબલો.)

## અંક ત્રીજો સીન બીજો.

---o---

ખટલુમામાનું ઘેર.

(ખટલુમામા અદી સાથે ખુશ ગુફ્તેગો કરતા દાખલ થાય છે.)

### ગાયન.

**ખટલુમામા**—

કીરતાર સુની લે અરજી પામરની.
નાવ હમારી ઉતારજે પાર,
તારે ભરોસે છે સુકાન.
સખી થઇને સરતાજ, કરી લે ખયરાત.
મુફલીસોની લાજ છે, ઓ દાદાર તારે હાથ—કીરતાર.

**અદી**—કેમ મામાજી પછી મારે માટે કોઇ બીજી નોકરી શોધી કે !

**ખટલુમામા**—હા દીકરા, મેં જમસુજીને કહી રાખેલું છે, તું તે થકી ચીંતા ના કર. હામેથી જમસુજીજ ઈફા આવતા છે. કાંઈક સારા સમાચારજ લાયા હોશે. (જમસુજી આવે છે.) ઓ આવોરે મારા મહેરબાન, કેઠા દોઢસો વર્ષના આયુષ છે.

**જમસુ**—કેમ મામા ખુશીમાં તો છેઓની !

**અદી**—વેલ જમસુજી મારે થકી પછી શું વીચાર કીધો !

**જમસુ**—ખુદાના લાખો શુક કર મારા દીકરા કે તારાં બુલંદ કીસમત આજે તુંને સોનાને પાટલે બેસાડયોછ. તમો જાણોછ કે મામા અદીના બાપના લગનની સરટીફીકેટ મળીછ.

**અદી**—શું મારા માયજીના લગનની સરટીફીકેટ મળી ! ઓ ખુદા ! !

**ખટલુમામા**—મળી તો ખરી પણ બહુ મોડેથી મળી, નીકર તારા કાકાને તો હું પાત્રે પાણી પાતે! વારૂં એ હાટીફીટી કેમ ને કહાંથી મળી જમસુ શેઠ! મહેરબાની કરીને બધુ વીગતવારે કહેશો ?

**જમસુ**—તેબી હું તમોને કહું. એક દહાડો સોહરાબજી દાદીશેઠના ગુલમોહરમાં મારૂં જવું થયું, પણ દીવાનખાનાના ઉંબર ઉપર પગ મુકતાંજ અકસમાત મટલાને મેં એ સરટીફીકેટ ઉપર કંઇ બડબડાટ કરતાં જોયો. તાબડતોબ મેં સમયસુચકતા વાપડી આ નીર્દોષ ગુલ ગુલાબ બચ્ચાંના કીસમતને એની પાસે તોલતલાવટથી ઓકાવી તેની સબી મેં લેવાડી લીધી. જા દીકરા અદી તારા કાકા પાસનો તારા બાપનો હક માંગ. તું હકદાર છે, અને તને એ હક મળવોજ જોઇએ.

**ખટલુમામા**—ચાલ દીકરા આપરે સાથે જઈને બુઢાની ગલચી પકડીએ. જમસુજી શેઠ ખદાય તમારૂં ભલું કરજો. તમેજ મારા આએ દીકરાને આજે આફતમાંથી સવેળાએ બચાવી લીધો છે. તમારો બદલો તે અમારેથી કેમ વળશે ?

**જમસુ**—બદલાની વાત પછી થઈ રહેશે, તમે અદી દીકરાને લઇને જલદી આવો. ટરામ, વીકટોરીયા, ટેકસી, જેબી મળે તેમાં પહેલી ટકે દોડી આવો, કેમજે સમો ચુકયા તો ભવ ચુકયા જેવો સોદો છે, સાહેબજી. (જાય છે.)

**ખટલુમામા**—આ આયવા! ખદાયજી તારે ભરોસે અમારૂં વ્હાણ છે. આંધળાંઓને હારો રસ્તો સુજાડજે બાપા. (અદીને) ચાલતો દીકરા.

**અદી**—ચાલો મામા (બન્ને જાય છે.)

## અંક ત્રીજો, સીન ત્રીજો.

---

જમસુ બાટલીમેનનું શણગારેલું દીવાનખાનું.

(આરાસ્તા હોલમાં જમસુ રેસની ચોપડી અને દુરબીન સાથે ગાતો દાખલ થાય છે.)

### ગાયન.

જમસુ—

ચાલ્યા રેસકોર્સ પર રમવા જમસુભાઈ.
વીન ને પ્લેસમાં ખુબ જમાવવા મલાઈ.
ખાટયા તો બાટલી સાથ છે સગાઇ,
નહિ તો રેસ્ટ એસ્યોર્ડ આઈવીલ સ્યુસાઇડ ઓર ડાઇ.

### કોરસ.

જુલ્યત જુલ્યત તારી વીન જરૂર.
જુલ્યતમાં બની હું ફરૂં છું ચકચુર.
જુલ્યત મારી દઉલત તું ન કરતી દુર,
જુલ્યત વ્હાલી જુલ્યત ઓ અરબી હુર.

(ગાયણુ પુરૂં થતાં શીલ્લુ દાખલ થાય છે.)

• ઓહોહો મારી શીલ્લુ દીકરી આવી કે ? વ્હાં ! જોઉ મને જરા દુરબીનથી તારો ભપકો તો જોવાદે !

જમસુ—ઓહોહો એકસલન્ટ ! ! ઘણીજ મજાહની બ્લુબર્ડ લાગેછજો. [રાગડો કાઢી આજુબાજુ ફરીને] આજે જમસુજીપર સવરા સુરજ ઉગ્યારે ! જુલીયટ જીતવાને મેદાને જુઓ ચાલ્યારે ! ધને ધને દહાડોરે આજનો ! બસ લખપતીનીબી એજ ટીપ છે. આજે જુલીયટ પર સો વીન ને સો પ્લેસ ખોટા નથી. વેલ ધેન લેડીઝ એન્ડ જેનટલમેન, ચીઅરીઓ.

ફોર જમસુ ઈઝ એ જોલી ગુડ ફેલો, (૩ વાર) ઓલ રેસીંગ પબલીક ડીકલેર.

**સીલ્લુ**—પપા તમે આજે જુલીયટને વાસ્તે એટલા બધા સ્યોર છેઓ તો તમારી ફેવરીટ જુલીયટ રેસમાં પહેલી આવતાં મને શું ઈનામ આપશો !

**જમસુ**—તુને એકાદ ગર્લ ગાઈડનો ચાર આનાનો રૂમાલ અપાવશ.

**સીલ્લુ**—ઓહ પપી ડીયર! જાઓ એવા રૂમાલના ચીથડાંને શું કરે! મને તો બા–(અણુકા કરીને હસી પડે છે.)

**જમસું**—હં! તને તો બા પેલો દવા વગરનો દાકતર જોઈતો હોશે? મકુંજે દીકરીમાંય કેઠાં ઉડાંણુ પાણીમાં આસ્તે આસ્તે રમત રમવા લાગાં ખરાં! ગમે તે કર પણ હું તો પેલા દાકતરના માસી આઈમીન માસીજીના દાકતર નરીમાન સાથે તો પરણાવાનોજ નથી.

**સીલ્લુ**—તમે નહી પરણાવશો તો હું છુંપાછુપબી તેનીજ સાથ પરણુશ. ડોન્ટબી નોટી પપા!

**જમસુ**—નો નોટીસ એન્ડ પોલટીસ! ધીસ ઈઝ એ સમન! વારૂં તું હાલ તો એ નરીમાનને નગરની હવા ખાવા મોકલ, ને કબાટ પેટીને તાળાં મારીને જલદીથી તઇ-યાર થઇ જા. રેસ જીતીને આપરે ઘેરે આવશું તારે એ તારા નરીમાનને જોઇ લઈશું.

**સીલ્લુ**—પપી, મેં નરીને આજે અહીં બોલાવેલો છે. એબી આપરી સાથે રેસ કોર્સ પર આવવાનો છે!

**જમસુ**—વારૂ, ભાટયાંનો કરંડયો એને કહેજે કે ઉંચકીને લાવે ઘાટીની જે હેલ બચી તે ખરી–હરી અપ, કવીક માર્ચ! (શીલ્લુ પપાનું કોહું તીકતી ઉભી રહે છે.) અરે ઉભી શાની જો! વેકી જા.

**સીલ્લુ**—તારે તમે અહીં થોભજો હંકે! હું નરીને સાથે લઈ જાઉંછ. (જાય છે.)

જમસું—એવી દીકરી કોણની થાય! પણુશે તારે બાપને યાદ કરશે. લેઓ, કેઠો નામ દેતાંને વાર એનોજ ધનધન ધોરી ધણી વીકો આવેછ. મેં એને શીલ્લુ સાથે પત્રાવાનું પ્રોમીસ આપ્યુંછ, તેથી લગનનું મુહુર્ત પુછવા આવતો હોશે. [વીકાજીને આવતો જોઇ] આવોજી, આવો મરૂં, એ પંચ્યાસી વરસની ભર જુવાન વયમાં મરૂં ચસમો કાંય લીધો બાવાજી! એવી કુમલી કંટોળાં જેવી આંખ પર આવો જાંબુરો ચશમો શોભે કે! કેવો મજાનો કચકરાના બાબા જેવો મોડલ, તે ચશમો પહેડીને મરૂં બુઢા જેવો શું બનાવ્યો વીકાજી?

વીકાજી—વારૂં તુંને નહી ગમતું તો હવેથી ચશમો નહીજ પહેરશ. જમસા મારૂં એક ઘડીયાળ સમારવાનું છે. છે તો અસલ જોન પીલ મેકરનું!

જમસુ—જોન પીલ મેકરનું ઘડીઆળ! એતો મેં આજેજ સમજ્યું. બાવા તમારી ભુલ હોશે. જોન પીલની તો મલમલ આવે.

વીકાજી—એ જોન્સ ને ફ્રેન્સ તુંજ સમજી લે. પણ એમ કાંય હોશે કે જહારેબી ઘડીયાળ ગજવામાંથી ટાઇમ જોવા કાધુંછ તારે તેમાં પોણાઆઠજ વાગેલા હોયછ!

જમસુ—તેમાં ગભરાવાનું કંઈજ નથી મુરબ્બી. હંમેશા ઉંચા મેકરના ઘડીયાળને તેના પહેરનારના સીલીનડર સાથે સંબંધ રહેછ. તમારૂં સીલીનડરબી પોણાં આઠ હોશે તો પછી ઘડીઆળબી પોણા આઠનો વખત દેખાડે તેમાં નવાઈ શું?

વીકો—એટલે તું શું મને પોણાઆઠ સમજેછ. કે? જો બચ્ચા ગડબડ કરશે તો છુટ્ટી મુક્કીજ મારશ. અહીંજો આએ ઘડીયાળ તારી પાસે રાખજે, ને એને સમારી રાખજે. હું ફરીથી આવશ તારે ઘડીઆળબી લેતો જવશ, ને દીકરી સીલ્લુનેબી મલતો જવશ.

**જમસુ**—અરે સીલ્લુ દીકરી તો તમોને મલવાની કાગને ડોળે વાત જોયછ. ગઈ કાલે તમારે માટે એને ચનાની ચીકી મોકળીતી તે કરરરર કરરર ચાવીને ટેસ્ટ કીધીતી કે નહી!

**વીકો**—અરે ચીકી એટલી તો કરક ઉતી કે મેં મોહ્રુવરાંના દારૂમાં બોળીને ખાધી તારે! ચાલ જમસા, સાહેબજી.

**જમસુ**—આવજો બા, વીકાજી.

**વીકો**—જમસા, સાહેબજી.

**જમસુ**—આવજો મરૂં.

[વીકો જાય છે બીજી ગમથી અસલાજીને કોલીબઇ દાખલ થાય છે.]

**અસલાજી**—માફ કરજો. જમશેદજી શેઠ, રૂપીઆ છુટ્ટા કરાવાના ઉતા તેથી તાબડતોબ બીલ નહી ચુકવી અપાયું.

**જમસુ**—અરે પણ તમો લોકો કહેવા શું માગોછ? મારો રેસનો ટાઇમ તપાસું કે તમારા લોકના બીલ વસુલ કરૂં? ઇબ્રાહીમ, પેદરૂ, કહાં મરી ગીયા?

**કોલીબઈ**—મરૂં રે મરૂં, જી ભરૂં એ મેનીજ તો ઘણીબી કીધી, પણ ધાનમાં મણ કસારાં દોડતાતાં ને દાળ તો જાણે ધુબરૂં દોહુવ્યું હોયની તેવી વાસ આવતીતી.

**જમસુ**—જી જી જી જી હાજી. તમે લોકોએ તમારૂં પેટનું તુમરૂં તાઢું કીધું તારે બોલાયું નહી, ને હવે પૈસા ચુકવવાની વારી આવી તારે હોટેલને બદનામ કરોછ, નહી વારૂ? ગઈ કાલે સહવારે નાસ્તા પર લેવટીનો પ્યાલો મોકલ્યો તો તેબી ચાહેને ઠેકાણે પી ગીયાં, ને વરી પ્યાલાં રકાબી ગજવામાં દાબયાં તે જુદાં, ને આવી નેકનામી પછી વરી સારૂં ને ખરાબ શાના કેહવાં લાગાં—ચાલો બેઉ જણના રૂપીઆ આંઠના હીસાબે બે દીવસના રૂપીઆ સોલ ચુકવી આપો, મને વખત થાયછ.

**અસલાજી**—પણ મારી કહાં ના છે? ચાલો લીલ સુક કરો, લીલ પડે તો વીસ ને નહી તો દસ!

**જમસુ**—આએ કંઇ સત્તા બજાર નથી બા, આએ તો ટીપ્રીન હાઉસ છે.

**કોલીબાઇ**—અરે નહીરે મરૂં એ તમારૂં તીપરી ને પાયલી હાઉસ અખ્ખઈ થઈને રહયુંરે! ઓવરઈ જાઉં બધી, તમારી પરથી! તમારો જીવ ના કુહરાવોરે મરૂં!

**જમસુ**—જીજી થેંકયું! મકુજે કોલીબઈ જોઓની, તમે મને એમ જહારે મીઠઠા મીઠઠા ઓવરણા લેઓછની, તારે મારૂં કલેજુંબી એટલું થંડું થઇ જાયછ કે જાણે બરફમાં થંડો કીધેલો પીલસનર બીર! મકુંજે તમો અસલાજીના કોણ થાઓજી?

**અસલાજી**—એવણ મારાં સાવકાં માય થાય સાહેબ. મારા બ્હેશ્તી બાવાએ સાત બઇરી કીધેલી, અને બઇરાંઓની પરીક્ષામાં પહેલું ઈનામબી જીતી ગએલા જો! આએ કોલીબાઇ મારા બાવાજીનો સઉથી છેલ્લો મખ્ખઈ મોહરો છે સાહેબ.

**જમસુ**—હં કે! તેમાંજ કેઠાં ભર જુવાન જણાયછ! ખરેખર બીચારાં એવાં જુવાન બઈરાંઓને રંડાપો ભોગવવા દેવો એ ગુનાહનું કામ ગણાય, ને તેથીજ મકુજે કોલીબાઈ તમોને એ કાળી સાડીના કેદખાનામાંથી છોરવવા થકી મકુજે સેવક તઇયાર છે.

**કોલીબાઇ**—મારી કહાં ના છે મરૂં! તમે કેહો તો આજે આશીરવાદ છંટાવ્યે! મનેબી મુવું બોડે હાથે ફરતાં જીવ પર આવેછ.

**જમસુ**—હં! મેં કેમ જાણ્યું ડીઅર! ચાલો ડીઅર મેં તમોને ખુશાલીનો પેંડો ખવાડયો, તેના બદલામાં તમે મને એક મીઠઠી કીસીની પેપરમીટ ખવાડો! ગોઓન કવીક

**કોલીબાઇ**—મને તો બા શરમ લાગેછ! (કીસ લે છે.)

**જમસુ**—અરે એમાં શરમાવાનું શું? કીસી લેવાની તો ફેશનજ છે.

**અસલાજી**—તારે જમસુજી મારા નવા બાવાજી કે! ઓહ ગોડ, કેવી ખુશાલી! મારા તકદીરમાં એક ઘનચકકર બાપ હજી બાકી ઉતો તે ઉમેરાયો!

**જમસુ**—અસલાજી, મકુજે તમારા સાવકા માય સાથે હું તારે દાના પાડું! તમોને ગમશે!

**અસલાજી**—ગમશે પુછોછ! બાઈ જોવ! હું મારી જીંદગીમાં જેટલો નહી હસ્યો હોવશ તેટલો તમારાં નાતરાંમાં હસશ. પણ મકુંજે આએ તમારા સાવકા દીકરાને કંઇ પહેરામણી કરશોની બા?

**જમસુ**—અરે બા મારા પીઠાં પર રહેજેની, દશ રૂપીઆનો પગાર આપશ. તાંહ શું કામ કરવાનું જો! તાંહ તો સુખની નોકરી! બસ કોપટાં માસ્તરો પાવસેરી પી જાય તે ગલાસ ધોઇ નાખવાના, ને માન સાથે ચોકી કર્યા કરવાની!

**અસલાજી**—વ્હા શું સરસ નોકરી? જીજી મકુજે જેવી મહેરબાની!

**જમસુ**—ઠીક તારે જોઓની અસલાજી–તમે જઇને આપરી કાંઠા-વાળાની અગીયારીના પંથકી દારાબદારૂને બોલાવી લાઓ, ને આશીરવાદનો સામાન તૈયાર કરાવી રાખો, હું રેસકોર્સ પરથી જેવો પાછો ફરશ કે મારી દીકરીનાબી વીકાજી સાથે આશીર્વાદ છંટાવશ, ને હુંબી કોલી સાથે નાતરૂં કરશ. જા કોલી, તારી સાવકી દીકરી શીલ્લુને મળ ને બરફ પાણીથી મોઢું મીઠહું કર.

**કોલીબઇ**—મરૂં રે મરૂં! (ઓવરણા લઇ જાય છે)

**જમસુ**—મકુજે અસલાજીબા તમેબી દસ્તુર સાથે અહીંજ થોભજો હંકે! હું રેસના મેદાનેથી સીદ્ધો અહીંજ આશીરવાદ છંટાવવા આવશ જો!

**અસલાજી**—અરે શેઠ મારા, રેસના મેદાનમાં જઇને અમઠી પૈસાની બરબાદી કરો તેના કરતાં લક્ષ્મી ઘેર બેઠાં ચાંદલો કરવા માંગતી હોય તો તે ટક કાંય જતી મુકો! જોવ મારી પાસે એક ડાર્ક ટીપ છે. તમે અજમાવી તો જુઓ, મને યાદ કરશો. (બાજુમાં) ને મારે નામે છાજીયાંબી લેશો.

SPECIALITIES FOR

INDIAN
CHINESE
JAPANESE
BURMESE
CURIOS

ALL SORTS
LOOSE
PRECIOUS
GEMS
& STONES

MANUFACTURING
JEWELLERS
&c &c

ARTISTIC
GOLD &
SILVERSMITHS
APOLLO BUNDER
BOMBAY

INSPECTION INVITED

SUITABLE PRESANTS FOR WEDDING & HOME

GENUINE REDUCIONS 25%

**SPECIAL FOR X'MS**

**During the whole month of December.**

**VISITORS & RESIDENTS.**

**BE SURE TO PAY A VISIT**

જમસુ—વરી એ તારી ડાર્ક ટીપ શું છે તે હું બી તો જાણું.

અસલાજી—કંઈજ મહાભારત કામ નથી. જોઓ બા આએ ઘડીયાળમાં સાડા સાત થવાને બદલે દશ મીનીટ બાકી છે. હવે જો તમો એ દશ મીનીટ સુધી ઘડીયાળને ટીકતા ઉભા રહી એકી ટગરે જેબી કોઇ પુછે તેના સવાલના જવાબમાં વેક દીકરા વેક બોલ્યા કરો તો હું તેના બદલામાં તમોને રૂપીઆ પાનસો આપવાને પ્રોમીસ થાઉંછ.

જમસુ—અરે એમાં શું મોટી વાત દીકરા! કબુલ બસ, મારે કબુલ છે. જુલ્યટબી બલોન ફોર ફાઇવ હંડરેડ! જો બચ્ચાજી, પસરશે તો ટોટો પીસશ હંકે! પણ એક શર્તે કે તારે મારા દીલને હાથ નહી લગાડવો હંકે બચ્ચા?

અસલાજી—બાપના બોલથી કબુલ! જે તમારા દીલને હાથ લગાડે તેનો દોઢ બાપ.

જમસુ—ઠીક તારે બીગીન, વેક દીકરા વેક, વેક દીકરા વેક.

[ઘડીયાળ તરફ ફરીને "વેક દીકરા વેક" બોલવાનું શરૂ કરે છે]

અસલાજી—બાવો મારો! તુંબી હવે વેતરાવાને વેક દીકરા વેક!

[જમસુના ગજવામાંથી નોટનું બંડલ તથા બીજો કીમતી અવેજ કાઢી લે છે.]

જમસુ—વેક દીકરા વેક, વેક દીકરા વેક.

અસલાજી—બસ હવે સેવકનો બેડો પાર છે. ફાવ્યા તો વાલકેશ્વર બંગલો લઇને રહીશું, ને સપડાયા તો ઉમરખાંડીનુ પાંજરૂ તઇયાર છે, (નાસે છે)

જમસુ—વેક દીકરા વેક, વેક દીકરા વેક.

[નરીમાન અને શીલ્લા એક બીજા સાથે પ્યાર ભરી વાતો કરતાં આવે છે.]

શીલ્લુ—પપાજીએ લગનની કનસેન્ટ તો નથી આપી નરી, એટલે આપરેથી છુપાછુપ આશીર્વાદ બી કેમ છંટાવાશે?

**નરીમાન**—અરે એમ સમજ કે પપાજીની કનસેન્ટબી સેનસર થઇ ચુકી. જોતી નથી, બુઢાજીએ તેથી તો બધી ગોઠવણ આગળથી તૈયાર કરી નાખીછ. હમણાજ આપરે દારાબદારૂને આશીરવાદનો ખુમચો ગોઠવતાં ઓરડામાં જોયા. તું પુછીને તારી ખાત્રી કરની. આઈ ઍટ, બુઢો હાજ કહેશે!

**શીલ્લુ**—ચાલોની પુછયે તો સહી (જમસુ આગળ જઇ) પપાજી મકુજે માસીના નરી સાથે હું આશીરવાદ છંટાવું! તમને ગમશે!

**જમસુ**—વેક દીકરા વેક દીકરા વેક.

**નરીમાન**—કેમ ડીઅર બુઢાએ હા કહયુંની! અરે હું તો ઘણો વખત થયો જાણુતો તો કે તારા પપાની તારૂં મારી સાથ ગોઠવવાની ખાટટી મીઠ્ઠી નજર ઉતી. ચાલ હવે જરા હું ચાન્સ લેઉ. જોઇએ ધાંખરો ઉખરી જાયછ કે પસંદે કરદમ બોલેછ. (બુઢા આગળ જઇ) વેલ પપા તમારી શીલ્લુનો હાથ સદાને માટે મારા હાથમાં આપવાને તમો ખુશી છેઓ!

**જમસુ**—વેક દીકરા વેક દીકરા વેક.

**નરીમાન**—બાઇ જોવ, બાવા કંઇ આજે ઓર ખુશીમાં છે! વેકતો શીલ્લુ હવે આએ ટકનો લાભ લેવોજ જોઇએ, નહીતો બુઢાનું એવામાં કાતરીયું ખસીયું તો પછી ડેનજર સીગનલ આડી નડશે. સામેથી દારાબદારૂબી આશીરવાદના ખુમચા લઈને પેલા અસલાજી સાથે આવેછ. એવણને ખુશી કરીને આપરે ચાર ચોખા છંટાવી નાખ્યે.

**શીલ્લુ**—યસ! વીથ પ્લેઝર મારી ના નથી.

[અસલાજી સાથે દારાબદારૂ આશીરવાદના ખુમચા લઈ આવે છે.]

**અસલાજી**—દારાબદારૂ આએ આંખની સામે જોડું ઉભેલું છે. તમે તમારે એજ ડાર્ક ફ્લુકો ને પસંદે કરદમ બોલાવી નાખો!

દારાબદારૂ—વ્હા વાઇફ્ખી કેવી શેઝો! ઝાને મારવાડની મદમ! મકુઝે વહુમાય આની બાજુ આવોઝી. ઝમની ખુરશી પર બીરાઝોઝી. શાલો અસલાજી મકુઝે વરરાઝાને અહીં બોલાવો. બુઢાઝીના નશીબખી બુલંદ દેખું કે આવી આકાશની પરી પામ્યા.

અસલાજી—(નરીને દેખાડી) અરે આએ સામે ઉભેલાજ વરરાજા છે.

દારાબદારૂ—પણ વરરાઝા તો જમષુઝી ષેની, પષી આએ ઝવાન કહાંથી આયો!

અસલાજી—બાદશાહ તમે તમારે બાજમાં કામ ચલાવો. એજ વરરાજો છે. તમારે આશોદાત સાથે કામ છે. બીજી તીજી વાત નહી.

દારાબદારૂ—નહી બા, કાયદાથી વાત રાખો. મકુઝે સાક્ષી સમનવાળા કહાંષે ઝો? એક સાક્ષીએ લગન કેમ થાય ઝો!

અસલાજી—અરે સાક્ષી સમન સાનો કરી મરેછ! ભર દરીયે વ્હાણ ડુબાડશે. વેકી જા.

જમસુ—વેક દીકરા વેક. વેક દીકરા વેક. [એવામાં વીકાજી આવે છે ]

વીકાજી—કેમ જમસા મારૂં ઘડીયાળ સમાર્યું કે!

અસલાજી—લેઓ દસ્તુર આએ બીજો સાક્ષીબી મળી ગીયો.

દારાબદારૂ—મકુઝે આવોઝી, આવોઝી, મદમ ઝાંગલામાંથી કોઈનેબી પશંદ કરીને તેના શાક્ષી દાખલ ઉભા રહેવો ઝી!

વીકાજી—અરે સાક્ષીને સામન કોણને બનાવા માગેછ! હું તો વરરાજો ને સાક્ષી શાનો?

જમસુ—વેક દીકરા વેક. વેક દીકરા વેક.

અસલાજી—અરે વીકાજી પહેલે તમે સાક્ષીમાં ઉભા રહો કે તમારૂં બી કામ આબાદ થાય.

વીકાજી—એમ! તારે મારી ના નથી. (બાજુમાં ઉભો રહે છે.)

**દારાબદારૂ**—તારે અહીં જુઓ. બધાં ધાન આપો.

(દારાબદારૂ નરી શીલ્લુના હાથ મેળવી આશીરવાદ સારે છે.)

દેઆદ એ દાતા સરવે ગનીઆની,
હાથમાં હાથ મેળવો ધણી ને ધણીયાણી.
પરભુંતાં પુતર સંતતે, ભેંપુરા વાજતે,
આએ ડાર્કફ્લુકો પન્ની ષાલ્યાં વાજતે ગાજતે!
પરાકરત ચઝદેઝદ શહેરયાર,
માબાપથી ષુપાષુપ પરણે તો ખુદાનો માર,
લોક હસમ ગડબડ કરેતમ ફ્જેતમ ફ્જેતા,
પેટ ભરીને ખાઝો તમ પપેતમ પપેતા.

આશીરવાદ સારનાર દસ્તુર દારાબદારૂને મળજો પુન.
વરરાઝાની બગલમાં ષપડાયો આજ રેઝે કુલ સુન.

(ક્રીયા ખલાસ થતાં) ષાલો, છોકરો ઝીત્યો તેની ખુશાલીમાં જઈને આદરયાનમાં તંદરોસ્તી ને નેશ કરૂષ.

[એવામાં કોલીબઇ આવે છે]

**કોલીબઇ**—ઓ તમે મરેરે ફ્રારશના કરતાં! કેમ બાદશાહ તુને અહીં બોલાવ્યો તે આએ મેના પોપટનું જોડું સાંધવા કે! ઉભો રહે, જમશેદજીને કહીને તારો ટોટો કેમ પીસુછ તે જોઈ લે.

**અસલાજી**—વેક દીકરા અસલા પાછલે પગે નાસવા માંડ, ફકટ બે મીનીટ બાકી છે. નાસ નહી તો ઝેરની ફાકી છે. (નાસી જાય છે.)

**જમસું**—વેક દીકરા વેક વેક દીકરા વેક.

**વીકાજી**—અરે વેક વેક કરતાં તો જોડુંબી સંધાઇ ગીયુંની જમસા?

**કોલીબઇ**—ઓ મરેરે! એ પારસીને થયુછબી શું? રખેને જમશેદજીની ઉપર પીપળાના ઝાડનો ઓળો પડયો હોય? જમસુજી અહીં જોઓની તો, આએ મારાં કલેજાં કપઈ જાયછની!

**જમસુ**—વેક દીકરા વેક, વેક દીકરા વેક.

[એવામાં નેમેલો વખત પુરો થાય છે.]

ઉફ્ સેવક જીત્યો! લાવ મારા પાનસો રૂપીઆ.

[ભુલમાં દસ્તુરને કોટી કરે છે. દસ્તુર હઠી જાય છે.]

**દારાબદારૂ**—અરે પણ થયું છ ષો! દારૂ પીધોષ કે કેમ? ઝાને મેડ-હાઉસમાંથી ષુટી આવેલું વનવાઘલું!

**જમસુ**—અરે પણ અસલો ક્હાં ગુમ થયો! હાય, મારા પાનસો રૂપીઆ ગીયારે?

**દારાબદારૂ**—અરે પણ એ પાનસોને સાતસોનો ઘોંટાળો શું ષે તે બોલો તો ષમજ પડે ની!

**કોલીબઇ**—મરેરે! ભુસીસુકુરે એવાં તોફાનને!

**જમસુ**—એ બધી તારા અસલાની મોહકાણ છે કોલી! મને આએ ઘડીયાળ આગળ દશ મીનીટ સુધી વેક દીકરા વેક બોલવા કહી પાનસો રૂપીઆ બદલામાં આપવા કહયા, ને આએ ખીસા ખાલી કરીને કમબખ્ત વટાણા વાવી ગીયો! ઓ કોઇ એને લાવોરે, હું એને ગરદન મારૂં રે!

**કોલીબઇ**—પણ એ બચ્ચાંની સુજે તમે કાંય તમારાં વરસ વેચ્યાં હોશે!

**જમસુ**—ચાલો, કંઇ નહી! એ પાનસો રૂપીઆ ગીયા તેના બદ-લામાં મને કોલી જેવી બઇરી તો મળી? દસ્તુર આશીર-વાદની ગોઠવણ કરતો, વેકી જાતો!

**દારાબદારૂ**—હવે શાના આશીરવાદ જો! હવે તો મોત લાંકઠાની તઇયારી કરો તેઝ તો!

**જમસુ**—હેં! આશીરવાદબી સરાઇ ચુકયા! કોણુના!

**નરીમાન**—તમારા સેવકના! વરી બીજા કોણુના!

**જમસુ**—હેં! કોણુની સાથ?

**નરીમાન**—આએ શીલ્લુ ડાર્લીંગ સાથ.

**જમસુ**—શીલ્લુ ડાર્લીંગ સાથ! તે શીલ્લુ તારા બાપનો માલ ઉતો કે છુપાછુપ પરણી ગીયો! બસ કોઇ કાલેબી એ વાત બન્નાર નથી.

**દારાબદારૂ**—બાકીઝે આશીરવાદની ક્રીયા કંઇ તમારા બાપદાદાથીબી રદ થવાની કે! ઝો વાત લાયાષ!

**શીલ્લુ**—પણ પપા મેં ને નરીએ તમોને પુછયું તારે તો તમે કહયું જે વેક દીકરા વેક, પછી અમોને બદનામ કાંય કરોછ?

**જમસુ**—અરર એ નખ્ખોદ ગીયા અસલાએજ આએ ટીપાટમાં તોફાન કીધું તો? [એવામાં અસલાજી આવે છે.]

**અસલાજી**—જમસુજીબાવા મોરીયા, થંડા પાણીમાં બોળીયા!

**જમસુ**—ઓહ તું આયો કે! ઉભો રહે, તારો જીવ લેઉં!

**અસલાજી**—ખમા, બાપુને ઘણી ખમા, અલબતાં મેં તમોને પાનસો રૂપીયાને ખાતર બનાવ્યા પણ તેનું મુખ્ય કારણ તમોને રેસ-નો લખ છોરાવા માટે હતું અને તેમાં હું ફાવ્યોછ. વળી એ ઘોંટાળાના શુભ સેવટ તરીકે તમારી દીકરી દાકતર નરી-માન જેવો શીખેલો શોભીતો ખાવીંદ જીતવા નસીબવંત નીવડીછ, તો એ બન્ને શુભ કામ માટે તમો બધાંઓએ મને મોબારકબાદી આપવાની છે.

**જમસુ**—ખચ્ચીતજ રેસની બદીમાંથી મને બચાવવા માટે હું તારો આભારી છેઉ અને આજ પછીથી કગાળ રેસની ઉપર સદાને માટે મેચીસ મુકવાને સોગંદ લેઉછ. ચાલો મારાં દીકરાંઓ ભલે છુપાછુપ બી પરણ્યાં, પણ એ લગન તરફ મારી પસંદગી હોવાથી હું તમોને મારા આશીરવાદ આપું છું, અને મીજલસના સાહેબોને આવતી કાલે મારા કોલી સાથના નાતરામાં હું આમંત્રણ કરૂંછ.

**વીકાજી**—પીટપીટ હુરરે.

**બધા**—ને વીકાજીને નામની બુમ પરે!

**વીકાજી**—બચ્ચા જમસુ તેં મને થાપ આપીઅંતે મારી ભુલ સુધારી મને જે ઉમદા પાઠ શીખવ્યોછ, તે જીંદગીભર હું નહી વીસરશ. ખચ્ચીતજ જે બુઢો જુવાન બઇરી પનવાની બુઢાપામાં હોંશ રાખે છે તે ઘરડે ઘડપણ એજ કીસમે પોતાની દીવાળી વેચે છે.

**અસલાજી**—ચાલો આજનો દીવસ મોબારક થયો તેની ખુશાલીમાં બધાં ગાવો !

**વીકાજી**—જમસા તું કંઈ ગા. અમે કોરસ લઇશું.

**જમસુ**—એમ ! વેલ-તારે બીગીન.

(બધાં ખુશ હલકે હળીમળી ગાવા માંડે છે.)

ગાયન.

લેઓ યારો સલામતી આજ,
પરવર પારસી કોમની ધરજે દાજ.
ઇજ્જત બુરા કાળમાં જાળવી લેજે તું ઓ જહાનના સરતાજ.—
ના રહેતા હરગીઝ યારો ગમગીન,
રહેજો હરદમ ખુશીમાં બસ લીન;
અમો ઇચ્છીયે આજ જીગરથી, કુલ દુનીયાને કાજ.—

કોરસ.

મારે સુખી થવુંછ, પણ નહી સુખી થવસ,
જો નહી સુખી જોવશ હું તમને!
કરશ તમપે કુરબાન, યારો મારો જીવજાન;
આવો ભેટો મહેમાન બસ હમને.
તમને સુખી જોઇ હું તો સુખી થવશ,
હસ્તો હસ્તો ઘેર જવશ;
મારે સુખી થવુંછ, પણ નહિ સુખી થવશ,
જો નહી સુખી જોવશ હું તમને.—

## અંક ત્રીજો સીન ચોથો.

---

"ગુલમોહર'નું દીવાનખાનું

[સોહલીબાવા ગમગીન દાખલ થાય છે.]

### ગાયન.

દાતા તું યારી દે, ગરીબને,
પામરનો તુંહી પાલનહાર કીરતાર—મારા.
તું સરતાજ માલીક કુલ જગનો,
જળ થળમાં નીત જોઉં તુને રબ,
ઇચ્છા મુફલીસની તુંહી પાર ઉતાર—મારા.

**સોહલીબાવા**—(ગાયન બાદ) ખુદા માલુમ, મારી કમનસીબીનો અંજામ કહારે આવશે! જેમાં હાથ નાખુંછ તેમાં ખુહારી ને પાયમાલી સીવાય આજ ને કાલ તો કશુંજ જોતો નથી. છેલ્લી જુગારખાનાની બેફામી પછી મારા મગઝ ઉપર બેહદ બુરી અસર થઇછે. મટલા, તર્ફથી હમણાજ મને ખબર મળીછ કે જમસુ જાટલીમેન સફઇ કરીને દાદીભઇના લગનની સરટીફીકેટ ઉપાડી ગયો છે. અફસોસ સર સોહરાબજી દાદીશેઠ, તારી જાહોજલાલીની કબર ખોદાઇ ચુકીછ. મુસીબતોની પનોતીનું રાજ આજથી ગુલમોહરમાં શરૂ થયુંછ. યઝદાં તુંજ હવે તો મારો છેલ્લો આધાર છે.
(એવામાં જમસુ આવે છે.)

**જમસુ**—આઇ એમ સોરી સર સોરાબજી, મારી અચાનક આમદ માટે માફી ચાહુંછ. કેમ કંઈ ઘણાજ ઉંડા વીચારમાં વીંટળાયલા છેઓ બાવા? શું છે, શાનો અંદેસો કરોછ! જાપાનમાં ધરતીકંપ થયો તેનો કે!

**સોહલીબાવા**—મી૦ જમશેદજી, તમે આયા તો ઘણુંજ સારૂં થયું. હું તમો સાથે અગતની વાતજ કરવા માગતો તો કે જેથી મારા મનની ગુંચવણ દુર કરી ખરૂં ખોટું હું પીછાણી શકું.

**જમસુ**—સોહલીબાવા, સમજીને મને અફસોસ થાયછે કે તમે મરતે જતે દીવસે કાળાં ધોળાં કરોછ! તમારા નોકર મટલાને મોઢેથી મેં જહારે જાણ્યું કે તમો મહેરબાઈ માયના લગનની સરટીફીકેટનો નાશ કરવા ઇચ્છતાતા, તાહરે મારૂં જીગર બહુજ દુખાયું અને મેં સફાઇથી એ સરટીફીકેટ મટલા પાસથી છીનવી લઇને તે મારા કબજામાં લીધી. દાદીશેઠ ખાનદાનના નાક સમાન ગણાતા સર સોરાબજી, તમારી આખી જીંદગી તો તમે બુરાઈમાં કાઢી પણ હવે તો ખુદાબી તમારી ભલાઇ જોવાને તરસે છે.

ખુદ બનીને મારે આસ્તીન, ના કરો દોજખના કામ,
કરણી તેવી પાર ઉતરણી, કર ને જો તેનો અંજામ;
કોણ ખાતર પાપ મટકી, સર ઉપાડો નેક નામ,
કઈ દુનીયાને કાજ તમ નર્ક કરો તમનું મુકામ?
ચંદ રોજાની ધુપ છે, પાછળનો વીચાર કરો,
ધર્મને ભુલી જઈને, પાપ પાછળ ના મરો.

**સોહલીબાવા**—જોઉં વારૂં, એ સરટીફીકેટ! હું શું જાણું કે તમે જે કાગજ પર તમારો કેસ સ્ત્રોંગ માની રહયાછ, તે સરટીફીકેટજ છે કે કંઇ બનાવતી કાગજયું?

**જમસુ**—ત્યારે નજરે નજર તપાસીને ખાતરી કરી લેઓ. તમારા મોતના પેગામને બરોબર ભેટી લેઓ.

(સરટીફીકેટ આપે છે.)

**સોહલીબાવા**—(સરટીફીકેટ જોઇ) થીક છે હાલ તો એ સરટીફીકેટ મારા કબજામાં રહેશે.

**જમસુ**—નહી તેમ નહી બનશે.

**સોહલીબાવા**—બસ એમજ બનશે.

**જમસુ**—કમબખ્તીનો સામાન છે.

**સોહલીબાવા**—તું પલીદ છે, હયવાન છે.

**જમસુ**—આએ ખેતાબને દોલત ખોહવા પડશે.

**સોહલીબાવા**—જીંદગીથી હાથ તુને ધોવા પડશે.

**જમસુ**—એમજ છે તો બચ્ચાજી હું તારી સવામેંહોરની પાદશાહીનો આજેજ અંત લાવી શકું છ.

(ઉશકેરાઇ જાય છે, બીજી ગમથી મટલો આવે છે.)

**મટલો**—એ બધી ધામાધુમી શું છે? કહાં ગીએલો પેલો જમસુ જોહાક–હું તો એની ખબર લેવા થકી આયવો?

**સોહલીબાવા**—કમબખ્ત મટલા, એ બધી મોહકાણ તારેથીજ મંડાઈછ. જો તેં મારા હુકમને આપી આએ સરટીફીકેટના કંગાળ ચીથડાંને બાળી નાખ્યું હોતે, તો મામલો એટલી હદ સુધીનો બીચકતે નહી. જા હજીબી સમો છે. ઉતાવળ કર. લે આએ ચીથડું (સરટીફીકેટ મટલાને આપે છે) જા એનો જલ્દી નાશ કર. ખરેખર દાદીભઇ મરી નહી ગીયો પણ મારી ગીયોછ. (અફસોસ કરી જાય છે.)

**મટલો**—મનીખ એકવાર ભુલ કરે કંઇ હો વાર ભુલ કરવાનો ઉતો? આ બચારીને હવે ઠેઠ પુગાડી લાખું. ઓ તકલીદી દુનીયાની ચમકતી પુતલી, જા હવે હદાને વાસ્તે માટીમાં આરામ કર. (સરટીફીકેટ ફાડવા જાય છે. પાછળથી રૂશતમ આવીને હાથ પકડે છે.)

**રૂશતમ**—શર્મ કર બદમાશ, તારૂં આવી બન્યુંછ.

**મટલો**—રૂશતમ શેઠ હાથ છોરો નીહકર પંચાતી થહે.

**રૂશતમ**—બસ ચુપ, કજીયાના કાલબુત! (સરટીફીકેટ ઝુંટવી લઈ જાય છે.)

**મટલો**—ચાલો. એ વારની સોનેરી ચલ્લી હાથમાં આવેલી છટકી. હવે બચવાની આશા ફોકટ. પયણ એમાં આપરૂં હું ગીયું શું? સપડાયા તો પહેલે હેઠને દોખમે ચઢાવીને પછીછ આપરે ચઢશું. મારા સમ! શેઠ આપુને ઈમાની માને પણ આપરે ગામના ચોર છીએ તેની હેઠને કહાં ખબર છે!—અઉવે. (હસ્તો હસ્તો જાય છે.)

## અંક ત્રીજો સીન પાંચમો.

---

### ગુલમોહોરનું દીવાનખાનું.

(શણગારેલા દીવાનખાનામાં રૂશતમ એક સોફા પર ચોપડી વાંચતો બેઠો છે. સોહલીબાવા તેબલ ઉપર લખવા બેઠા છે.

**રૂશતમ**—(એકાએક હાથમાંથી ચોપડી સોફા પર ફેંકી) બાવાજી, મને છાતીમાં પેન થાયછ (વાંચતો વાંચતો સોફાપર સુઇ જાય છે.)

**સોહલીબાવા**—શું છે મારા દીકરા? (લખતાં લખતાં રૂશતમ આગળ દોડી આવે છે) મટલા જલ્દી આવતો (મટલો આવે છે) દોડતો, કરનલ મેહેરવાનજીને બોલાવી લાવતો! જોજે મોટી હોસ્પીતાલમાં હોશે!

**મટલો**—આએ દોડતો કે ચાલ્યો હાએબ. (જાય છે.)

**રૂશતમ**—બાવાજી મને લાગેછ કે મારી અજલનો આએ દીવસ છે. મુઠઠીભર ઘડીઓ બાદ તમે તમારા એકપુરા ચેરાગથી વીખુટા પડનાર છેઓ તો ખુદાને ખાતર હજીબી કાકાજીના અદીને બોલાવીને સાથે રાખો. પપા, મારા કમનસીબ પપા, એક દુખી વીધવાના શ્રાપ ખરેખર તમોને આજે ફળ્યાછ. ઓ અજ્ઞાનતાના અંધાપામાં સપડાયલા મારા ભોલા પપાજી, તમારી આંખો ખોલો ને જુઓ, કે કાકીજી અને તેમના બેટા અદીનો હક ઇલાકો સદાને માટે તમારી ગણત્રી મુજબ ડુબ્યો નથી, પણ તમારા બેટાના [illegible] સલામત રહયો છે. (સરટીફીકેટ દેખાડે છે.)

**સોહલીબાવા**—(સરટીફીકેટ જોઇ) શું સરટીફીકેટ હજુ સલામત છે, અને તેબી તારા હાથમાં! ઓ નખ્ખોદ! રૂશતમ રૂશ, મારા ખુદાસનાશ બેટા, તેં આજે તારા બાપને ખરેખર

ચાનકરૂપી પાઠ શીખવ્યો છે. ઓ ચેતો દુનીયાના લોકો, આઈતાં પર કોઇતું કરનાર મારા જેવા કસરવેજનો કદી પણ જહાનમાં જય થતોજ નથી. અંતે તો ધર્મો જય અને પાપો ક્ષય છેજ છે.

**રૂશતમ**—હજુબી વખત છે. બોલાવો તમારા ભત્રીજા અદીને. તેને જે હાથે તમે ગેરઈનસાફ કીધો તેજ હાથે ઇનસાફ આપો. ઓહ મને કંઇ થાએછ! મરવા પહેલાં મને અદી સાથ મેળવો. કહાં છે મારો અદી?

(એવામાં અદી આવે છે.)

**અદી**—કોણ મારો રૂશ. મોતને બીછાને? ઓહ ખુદા આએ શું સીતમ. મારી અદર કદરના રૂશ, ઓ તું મરવા લાયક નથી. હું તુંને મરવા દેનાર નથી.

**રૂશતમ**—કોણ! મારો અદી? (એકદમ ભેટી પડી) પપા અહીં આવો. અદીનો હાથ તમારા હાથમાં લેઓ. લે અદી તારા પપાના લગનની સરટીફીકેટ. તારો હક પુરવાર કરી ફરીને દાદી માહાલમાં મોજ કર. તારો બંગલો તુંને મોબારક. હું જાઉંછ. ઓહ મને કંઇ થાયછ, પપા, અદી, સુખી થાઓ.

(મરે છે.)

**સોહલીબાવા**—શું ગુજરી ગીયો! હમેશની શાંતીમાં સુતો! સદાને વાસ્તે થંડો થયો! ઓ ખુદા બુજોર્ગીમાં એ ગમનો પહાડ હું કેમ ઉપાડી શકશ! ઓ દીકરા હવે તુંને કહાં મળશ? મારા પાપની મટકી ફુટીછ. મારૂં રૂડન ફુઝલ છે. અદી મને માફ કર. આવ મારી સોડમાં આવ. હવે તુંજ મારો દીકરો છે. હું સજાવાર ગુનેહગાર છું. લે આએ તારો હક તુજ લે. પારકી મતા કોઈને પુગી નથી ને પુગવાની બી નથી, અફસોસ.

પાપમાં બુજોર્ગી ગઈ, ચેરાગ [illegible]માં,
ના રહી તાકાટ તનમાં, જીવ છે સતાપમાં,
સુખના સ્વપનાઓ જોતાં, પાપનો રચ્યો સામાન,
હું હું કરતાં હુંજ ગીયો, પણ નહી રહી સુદ્ધી કે સાન.

(મટલો આવે છે.)

મટલો—સાહેબ દાક્તર રોકાઈ ગયાછ. તે કીહેજે અરધો કલાક પછી આપશ. અરે પણ આએ શું થીયું! રૂશતમ શેઠ ગુજર્યા. મારા બાપરે.

(રૂશતમ તર્ફ દઘાયલો ઉભો રહે છે.)

સોહલીબાવા—મટલા, મીઠા મવાલી તેંજ મારો આએ અવતાર કીધોછ! ઓ ચંડાલ તારી કાલી સુરત બાળ. જલદી દોડ ને એક ગલાસ પાણી લાવી આપ. મારાં ગળાંનો કાકરો સુકાયછ.

મટલો—પાણી! પાણી જોઇએ શેઠને! (બાજુમાં) પાણી તો એવું આપું, જે તારૂં કાલજું સદાને માટે થંડુ કરી તુને હંમેશની આશાએશ આપે. મને ઉશકેરી આએ નાપાકીના કામમાં ડુબાડી, મારી સુરત ઉપર પાપના છાંટાઓ ઉડારનાર પાપી પલીદ, એકવાર તો તું મારા હપાટામાંથી હટકી ગીયો પયણ આ વાર તું હવે મારેથી બચનાર નથી. (એશીદની બાટલી લઇ) આ બાટલી મહિં તગર તગર ડોળા ધુરકતી પ્રવાહીના બે ટીપાંઓ, તારી પાપી જીંદગીનો અંજામ લાવવા પુરતાં છે.

[પાસે પડેલા પાણીના કુજામાંથી પાણી કાઢી ગલાસમાં નાખી તેમાં એશીડના બે ટીપાં નાખે છે.]

લેઓ શેઠ બે ગોટ ઠંડા પાણીના પી લેઓ કે જીવ થંડો પડે, (બાજુમાં) ને કાયમની રાહત મળે.

સોહલીબાવા—લાવ, પાણી લાવ, [ગ્લાસ લઈ મનસે.]

ઓ દર્દમંદની દવા ને આરામ પાણી,
મનથી તું છે જામ પાણી.
જીંદગીનો આધાર તુજ નામ પાણી,
કરૂંછ તુજને છેલ્લી આએ સલામ પાણી.

[પાણી પીતાં જીવ ફરે છે.] ઓહ મારો જીવ ફરેછ! હું મરૂંછ, રૂશતમ મને લેતો જા. (મરે છે.)

**અદી**—ઓ ખુદા આએ તે કેવી આફત! કેવી કમનસીબી! ઓ કાકાજી. [કાકાજીના દીલ પર પડી બેજાર રડે છે.]

**મટલો**—હવે કાકાજીવાલા, મુંગો મુંગો ચાવીનો ઝુમખો મુને સ્વાધીન કરીને ચાલતો થા. હવે તો આએ ગુલમોહરનો સેવક શેઠયો ગણાશે.

(જમસુ ને ખટલુ ઇનસપેકટર સાથ આવે છે)

**જમસુ**—ને એ શેઠયો બનાવાજ અમો અહીં આવ્યેછ. (ઈનસપેકટર જારડીનને) મી૦ ઈનસપેકટર, પકડો આએ બદમાશને!

**ખટલુમામા**—આવરે મારા દીકરા મને ચાંપીને કોટી કરતો! ખુદાયજીએ ખરેખર આપરી બંદગી કબુલ રાખી.

(ભેટે છે.)

**મટલો**—અફસોસ દગો કોઈનો સગો નથી.

**જમસુ**—હાય કુદરત બજાવ્યો આજ સીકકો સતનો,
ના ફળી તું પાપીઓને, નાશ કીધો કપટનો.
કોણ જીત્યો પાપમાં, બની આખર સીતમગર
ખાકથી સઉ થઇ પેદા ને ખાક થયા **ફીરોઝગર.**

[ખટલુમામાના પાસામાં દબાઇને અદી ઉભો રહે છે. ઈનસપેકટર જારડીન મટલાના હાથમાં બેડી પહેડાવે છે. જમસુ આકાશ ભણી હાથ લંબાવે છે. ધીમા મ્યુઝીક વચ્ચે પરદો પડે છે (ટેબલો)




આ ચોપડી નાદીરશાહ શોરાબજી દારૂવાલાએ મુંબઈ કોટમાં, નં. ૧૦ દાદુ બીલ્ડીંગ મરીન સ્ટ્રીટ, મધેના ધી "અફુરા" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી છે, અને મી૦ શાવકશા દારાબશા શરાફે (ફીરોઝગર) પટેલ મેનશન, ગોવાલ્યા ટેંક રોડ, મુંબઇ મધેથી પ્રગટ કીધી છે.

ફેન્સી ચીનાઇ, જેપાનીસ, ફ્રેન્ચ, ઇંગ્લીશ

અને

દેશી રેશમી કાપડના વેપારીઓ.

દરેક જાતના રેશમી

કાપડની સસ્તી

અને

અપ—ટુ—ડેટ

દુકાન.

# એચ. એન. જશીની કં.

મંગલદાસ મારકેટ,

પહેલી ગલી,

દુકાન નંબર ૨૧.

દરેક મેલે તદન નવાજ મા... ...ઓ

ખોલવામાં આવે છે.

AI:JRA PRINTING PRESS.